

શ્રી રણછોડરાય મહારાજની જે.

# નૌધા ભક્તિ-પ્રેમરસ.



નિતી ધર્મ અને આત્મજ્ઞાન અર્થ સાર.

## પ્રશ્ન—ઉત્તર.

સંસાર વહેવાર વર્તમાન, જાત્રા તીરથનો અર્થ સાર
ખોટો ખરચ થતો બચાવ કરવા, વિશ્વ મિત્રોને ચેતવણી.



## ભાગ પહેલો—બીજો અને ત્રીજો



નિર્લોભી ભક્ત મહાત્મા શ્રી લક્ષ્મીદાસજીની
આજ્ઞાથી છપાવી પ્રસીદ્ધ કરનાર,
હરિજન ત્રીકમલાલ ત્રીભોવનદાસ ગુપ્તીયા.
ઠેકાણું:—ગલેમંડી, ભાગીયાશેરી, મુ. સુરત.
અને મુંબઈ, ફુલગલી નંબર ૧૯. ભુલેશ્વર



પ્રત ૪૦૦૦. સંવત ૧૯૮૧ આવૃત્તિ ૨ જી.

અમદાવાદ પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

પેજ વહી ૨ બાળબાળા.

મુલ્ય ત્રણ આના.



## સાંકળીઉં. ( ભાગ ૨ )

## સાંકળીઉં. (ભાગ ૩)

# નૌધા ભક્તિ પ્રેમરસ.

અને

# આત્મ જ્ઞાન સાર.



## ભાગ ૧ લો.



## મંગળાચરણ.

### ભજન ૧ લું.

હાંરે આવો અંતો પધારો, અમોલા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
હાંરે આપો આતમ જ્ઞાન, હવે લઈએ અમે સાર
અંતરને વ્હાલે વધાવીએ

હાંરે અમ અંતરનું, સ્વાગત સ્વીકારવા
હાંરે વળી અંતરના પ્રેમને વધારવા
હાંરે મારે ઘેર પધાર્યા, નિર્લોભી મેમાન
અંતરને વ્હાલે વધાવીએ

હાંરે અમ સેવકની અરજ સ્વીકારવા
હાંરે સુણી સુરતા, મુકતીપોળ આવ્યા

હાંરે રામ ધનના વેહપારી, પધાર્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
હાંરે સંત સાદા. વેસે આવનારા
હાંરે એતો લાગે છે. સરવેને વ્હાલા
હાંરે એવા દાસ કોઈ વીરલા, ભાર્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
હાંરે મને સંસારની, જાળથી ઉગારવા
હાંરે જ્ઞાનવેણુ બોલી, મન પાછા વારવા
હાંરે ભવોભવના ભટકણા, ટાળ્યા મેમાન
અંતરને વ્હાલે વધાવીએ
હાંરે નથી કલગીકે, હાર અમ દીનના
હાંરે **લક્ષ્મીદાસ**ના, બોલ મહા મુલના
હાંરે **કુલશંકરને**, આવે ઉમરકા જે આજ
અંતરને વ્હાલે વધાવીએ



# સાચા સંત ઓલખવા વીષે.

## ભજન ૨ જું.

( રામ ઘોળ )

જીરે સંત પધાર્યા કયારે જાણીએ
હરખે સૌને દે–જ્ઞાન ઉપદેશ-જીરે સંત પધાર્યા ત્યારે **જાણીયે**
જીરે ઝેર વેર ને દ્વેષ ઈર્ષા
લોભ માયા મમતા કરાવે ત્યાગ—**જીરે સંત૦**

જીરે ઉપદેશ દેતાં કંટાળે નહિ
　　પ્રેમે નવધાનો બતાવે સાર—જીરે સંત૯
જીરે ઉંચ નીચનો ભેદ ગણે નહિ
　　સૌને એક માને દે બ્રહ્મજ્ઞાન—જીરે સંત૦
જીરે વાડા પાડાના ફંદ છોડાવીને
　　પ્રેમ પંથની બતાવે વાટ—જીરે સંત૦
જીરે સુરતાને આત્મા ઓળખાવીઓ
　　એક ઉત્તરમાં દીખાયો બ્રહ્માંડ—જીરે સંત૦
જીરે દાન દક્ષણા કંઈ લેવે નહિ
　　લેવડ દેવડમાં પ્રેમ ને ભાવ—જીરે સંત૦
જીરે સંત નિર્લોભી કોઈ વિરલા હોઈ
　　બીજા માયામાં ફરે છપ્પન લાખ—જીરે સંત૦
જીરે હાર કલગી ને પુષ્પે વધાવીયા
　　પ્રેમ ભાવથી આનંદ ઓચ્છવ થાય—જીરે સંત૦
**લક્ષ્મીદાસ** પધાર્યા મુક્તિ પોળમાં.
　　**કુલશંકરને** આનંદ અપાર—જીરે સંત૦



# જ્ઞાની અજ્ઞાનીને ઓળખવા વીશે.

## ભજન ૩ જું.

(રાગ મનમાયાના કરનારા.)

હાંરે મન વિચારીને, મીઠા બોલ બોલોરે
જે સમજે તેને, વાગે જ્ઞાન ગોળો
મોગો મનસા દેહ તારે, હાથ આવ્યો છે તેણે અજ્ઞાન
　　　　　　　　　　　　મોતમે સીદ રોળો

આત્માનું રૂપ કેવું, ભેદ નથી જાણતો
તેતો મનુષ્ય રહ્યો, છેક ઢોલોરે—જે સમજે તેને
દેખાદેખી ભક્તિ કરે, તેણે કહીએ આંધળો
જ્ઞાન ગંગા મેલી, બહાર સીદ દોડો
મોહ માયામાં રહે, કહ્યું નવ માણે
પુંક પાર પડી, કાયા વાંસ પોલોરે—જે સમજે તેને
એક સોનુ તો સોલ, સત્તરે વેચાઇ છે
ને નેશનલ તો, બાવીશનો તોલો
એમ જ્ઞાની અજ્ઞાનીની, કીમતના કીધી
તેથી લોભ માયા, મોતમે ડોલેરે—જે સમજે તેને
કહે **લક્ષ્મીદાસ** તમે—સંતોસી થઇને
હરતાં ફરતાં, હરી હરી બોલો,
અંતરના પડદાઓ, પ્રેમ ભાવે ખોલો
મારો રાય રણછોડ છે, ભોળોરે—જે સમજે તેને

---

# પ્રભુને બોલાવવા મહેતાની સ્તુતી

## ભજન ૪ થું.

( સુંદર શામળીઆ—એ રાહ )

ગોવરધનધારી, વેગે વહેલા આવો;
અરજી ઉર ધારી, શુદ્ધી વચનની લાવો,
વાટ જોઉં હું તારી હરજી; વહેલા આવો સુણી આ અરજી
જો ના આવો તો તારી મરજી, વચન આપી શીદ કરો ફજેતી;
આવો તો ઝટ વહેલા આવો—ગોવરધન

જાદવસ્વામી જાગો તમેતો, અગણીત ખોડે ભરીયા અમેતો
યાદ ના લાવો પ્રભુ આ સમેતો, વહેલા આવો જો તમને ગમેતો;
છે તમ પર સાચો દાવો—ગોવરધન

---

# લક્ષમી પુજન વિશે માહીતી.

## ભજન ૫ મું.

( સુંદર સામલીયા રાગ. )

હાંરે જુવો રણછોડરાય-ભકતોની વારે ધાઇ
હાંરે સૌ પ્રેમ કરી--પુજોને સર્વે ભાઈ
લક્ષ્મી પુજન, ધન તેરસે થાઇ
ગાયનું દુધ, લાવી રૂપીયા ધોવાઇ
સોનું રૂપુ સૌ, પુજવાને જાઈ
સમજયા વિના અથડાઇરે—જુવો

**સાખી**

અવીચળ ભકિત પ્રભુતણી, તે સાચી લક્ષ્મી જાણવી
મેતો કહે ભવબંધ છુટતાં, સીવ વૈષ્ણવ એક પદવી માનવી
સોનું રૂપુ તે નહી, લક્ષ્મી કહેવાઈ
સ્વાર્થી લોકો એ, એની પુજા કરાવી
માટીની પેદાસ, તે તો માટીમાં જાઇ
રાંમનાંમ ધન પુજાઇરે—જુવો

---

# ગાયનું પુછડું ઝાલે વઈકુંઠ જાય.

તે વીશે ખુલાસો.

## ભજન ૬ ઠું.

તારી ભજન ભલી તરવાર—રણછોડરાયા રે
ભકતી કરે તે જાણે સાર—રણછોઠરાયા રે
કયાંથી જીવ આવ્યો, ને કયાંરે જવાનો
એનું ઠામ ઠેકાણું, શોધી કહાડ—રણછોડરાયા રે
મન વારોને, જ્ઞાન મીઠી બોલીમાં
જીવ ઓળખે, મુકિત જાણ—રણછોડરાયારે
હરી દુવાર જુવો, મુખડામાં મોરલી
વાગે શબ્દ તણો, રણકાર—રણછોડરાયા રે
હાથે લાકડીયોને, ખભે કામળીયો
એ ગાયોનો ચારનાર, રણછોડરાયા રે
વચન રૂપી મન, પુછડું જાલે તો
તે હરીજન, પહોંચે પેલીપાર—રણછોડરાયા રે
નીશ્ચે હરીની ગાયો, નવસો નવાણું
લક્ષ્મીદાસના, સ્વામી વહારે ધાય—રણછોડરાયા રે



# અજ્ઞાનની કર્કશાનો કંથ !

## ભજન ૭ મું.

—:ગઝલ:—

પુરાણાં પાપ જો જાગે, મળે છે કર્કશા નારી;
અમારી જીંદગી લાગે, ખરેખર ! ખારથી ખારી    પુરાણાં.

કુશબ્દો સાસુને ભાખે, નણંદથી સ્નેહ ના રાખે,
નીતિને નીરમાં નાખે, પતિને પણ પજવનારી પુરાણું.
શ્વસુરને શ્રાપ આપે છે, દીયરને દાબમાં રાખે;
ગણે ના જેઠ જેઠાણી, જરા ના લાજ ધરનારી ! પુરાણું.
અજ્ઞાની ગર્વથી ગાજે, બિચારાં બાળને મારે;
પડોશી સાથ લઢવાને, બને વિકરાળ વઢનારી ! પુરાણું.
કરી આખો દિવસ ધંધો, ધણી આરામ ઈછે ત્યાં
કલેજું કોરતી કુબજા ! વચનનાં બાણ મારીને ! પુરાણું.
શિખામણ સ્વામી જો દેશે, કહે જઈ કુવો પુરૂં છું,
અગર આપો અફીણ ખાઉં, કહી ભય આપતી ભારી! પુરાણું,
સુવા દે શેજ ના સુખે, જગાડે પોરને આખી;
પ્રભાતે કંથ પરવારી, જશે કે. નીંદ્રા લેનારી ! પુરાણું.
સુખી છે કે દુઃખી સ્વામિ, નથી દરકાર દારાને
અરે ! એ વંતરી વળગી. પતિનું રકત પીનારી ! પુરાણું.
ભલો ભરથાર શિર કુટે ! " ડરે છે ભુત ભુંડાથી "
પડી તે ટેવ ના જાએ, કરીને લગ્ન જખમારી ! પુરાણું.
પ્રભુ જો પત્ની આપો તો, સગુણી સોંપજો ભારી;
નહિં તો નાથ ! ઇચ્છું છું, કુંવારી જીંદગી સારી । પુરાણું.

---

# પતીની સેવા કરે તે સ્ત્રી સતી

## ભજન ૮ મું.

—:ગઝલ:—

અમે આ દેહ ધારી છે, અમારા કંથના માટે,
વળી માયા વધારી છે, અમારા કંથના માટે ! અ૦

પિયર પળમાં તજી દઇને, સુભાગી સાસરે આવ્યાં;
રમત સરવે વિસારી છે, અમારા કંથના માટે  અ૦
પિતાથી લાડ કરતાં'તાં, પજવતાં માતને ભારે;
હવે બુધ્ધી સુધારી છે, અમારા કંથના માટે !  અ૦
કહ્યું ના કોઇનું કરતાં, અતિ ઉન્મત થઈ ફરતાં;
હવે તો લાજ ધારી છે, અમારા કંથના માટે !  અ૦
અજ્ઞાનની પ્રીત તોડી છે, જ્ઞાનથી સ્નેહ જોડી છે,
ગરવની ગાંઠ વાળી છે, અમારા કંથના માટે !  અ૦
ટુંકારા સાસુના ખાધા, નણંદના બોલ સાંખ્યા છે;
ઉદાસી ટેવ ટાળી છે; અમારા કંથના માટે !  અ૦
પતીની સેવા તો સાચી, ભજી રણછોડ થઇ રાજી;
અનીતિ તો અકારી છે, અમારા કંથના માટે !
કહે તે કંથ કરવાનાં, પતિને દેવ ગણવાનાં;
નીતિની ટેક ધારી છે, અમારા કંથના માટે !  અ૦
પતિના સુખમાં સુખીયાં, પિયુના દુઃખમાં દુઃખીયાં.
પતિવ્રત માળ પહેરી છે, અમારા કંથના માટે !  અ૦
વરત આવું જે બાઈ કરસે, તે તો હરીવરને મળશે.
ભકતીનું કહયું કરે છે, જનમ મરણ ટળે છે.  અ૦

---

# મીરાંબાઈનું સિદ્ધાંત.

## ભજન ૯ મું.

( મુખડાની માયા લાગીરે ) એ રાહ.

ખોટે રીઝુ નહી લગારીરે—હો માડી મારી,
સાચુ કેમ દઇ વિસારીરે—હો માડી મારી.

સંસારીનું સુખ શાનું, એ છે માયા કેરૂં બ્હાનું,
તેને કેમ સાચુ માનુંરે—હો માડી મારી—ખોટે.
જન્મ મરણ દુખ મોટું, માયામાં લપટાવું ખોટું,
તેહ માયામાં નહી લોટુંરે—હો માડી મારી—ખોટે.
સંસારીને મરવું ખરે, તેથી તો રંડાવું પડે,
રંડાપાનું દુઃખ નડેરે—હો માડી મારી—ખોટે.
હાથ હરી હાથ માંહી, જેને કદી મરવું નાંહી
અખંડ હેવાતણ સાહીરે—હો માડી મારી—ખોટે.

## ( જાત્રા ત્રીર્થ વીશે ખુલાસો. )

### ભજન ૧૦ મું.

એવો અભાગી કોણ છે રે—જેને ભજનના ભાવે
ભુમીનો ભાર ઉઠાવે રે—જેને ભજનનાં ભાવે
સંત બ્રાહ્મણ ધારે તો–જગતને તારે, લોભીયા ડુબે, ડુબાવેરે–જેને
જ્ઞાન ગંગામા, હરીજણ નાવે–પાંણી વારો ગોધા,ખાયછેરે–જેને,
આત્મા ચીનો તો,મુકતીરે થાય છે–ભણેલા બહુ,ભટકાય છે રે ,,
મુખ વાણીમાં, ગીતા ગવાઈ છે--પોથા તે થોથા કેવાય છે રે ,,
આતમા વીશ્વનાથ, કાયા કાસીમા--બનારસ જઈને, મુડાયછે રે,,
જ્ઞાન ગંગા વહે,હરી દ્વારમાં—દ્વાર છોડી બીજે. ગામ જાયછે રે,,
મુકિતનો દ્વાર તો,ઉતર ખંડમા--પહાડોમાં જઇ, અથડાયછે રે ,,
વાણી વંદ્રાવન, જ્ઞાન ગોકુળમા--મન મથુરામા, જાય છે રે. ,,
સરસ્વતીતો વીધ્યા, કહેવાઇ છે--સીધપુર ખાલી,જાય છે રે. ,,
જ્ઞાન ગયામા પીતૃ સેવા થાઇ છે—ગયાજી નકામા, જાય છે રે.,
**લક્ષ્મીરેદાસ** ગાય,મુખ મોરલીમાં, ઇકોતેરપેઢીતરી,જાયછેરે જેને

---

# સીધપુર સરાધનો ભાવાર્થ

**પ્રશ્ન**—સીદ્ધપુરમાં જઇ શ્રાદ્ધ સરાવવાથી, આ જગત રૂપી શ્રાદ્ધ કરવું પડતું નથી. તે સાંભળી હું સીદ્ધપુર ગયો શ્રાદ્ધ કરી આવ્યો, ગોરે મારી પાસેથી કનડીને પૈસા ઘણા વધારે લીધા મારૂ દીલ આપવા નહિ ચાહે તો પણ જબર જસ્તીથી લીધા, સરસ્વતીમાં મેં સ્નાન કર્યું, ને પીંડ મુકયા એ પણ સરસ્વતીમાં થઇ સમુદ્રમાં મળશે, તેમજ બધી સરીતાઓ સમુદ્રમાંજ ભેગી થાય છે, તો પછી તાપી--સાબ-રમતી નર્મદાજી વીગેરે, સરીતાઓ સમુદ્રમાંજ મળે છે, તો પછી સીદ્ધપુર ગયાનું ફળ મને કાંઇ વિષેશ લાગતું નથી, તો પછી શાસ્ત્રમાં લખ્યું છે. તે સાચું કે ખોટું, તે મને કાંઈ સમજણ પડતી નથી. તો તેનો ખુલાસો સમજાવવા કૃપા કરશોજી.

**ઉત્તર**—આત્મજ્ઞાનનો ખુલાસો આ છે વેદ શાસ્ત્રમાં લખેલું છે, તે બરાબર છે, પણ દુનીયાં અવળું સમજીને અજ્ઞાનમાં અથડાય છે તે સીદ્ધપુરમાં જઈને સરસ્વતીમાં નાહીશું તેથી માતા પિતાનું, શ્રાદ્ધ થઈ જશે અને તરી જશે એમ જાણી દેખાદેખી, ગાડરીયા પ્રવાહ મુજબ સીદ્ધપુર જાય છે. ને સરસ્વતીમાં ડુબકી મારે ને ઘેર આવે છે, ને ઘેર આવ્યા કે, હતા એવાને એવાજ, જો એમ સીદ્ધપુર ગયે અને નાહ્યે, માતા, પિતા, તરી જાત તો પછી સીદ્ધપુરમાં રહે છે તે તમામનાં પીત્રુઓ તરી જાય. ના, ના પણ તેનો ખરેખરો અર્થ તો આ છે કે, સરસ્વતી એટલે વિદ્યા જ્ઞાન દેવી,જ્ઞાન એટલે સમજણ પ્રેમભાવ પૂર્વક, જે પુત્ર કરે છે તો તે સીદ્ધ

થાય છે, અને પોતે તરે છે, અને માતાની કુખ ઉજવળ થાય છે, તેથી માતૃ શ્રાદ્ધ પુરણ થાય છે, ફરી આ જગતમાં તેણે કાંઇપણ કરવાનું રહેતું નથી, બાકીનાને દર વર્ષે ઘેર બેઠાં પોતાના કુળ ગોર પાસે પીંડ, શ્રાદ્ધ તર્પણ થાય છે, તો પછી તેને સીદ્ધપુર જવાનું કારણ રહેતું નથી.

# ગયા સરાધનો ભાવાર્થ

**પ્રશ્ન**—ગયા શ્રાધ પિત્રુઓનાં થાય છે, તો હું પિત્રુનું શ્રાધ કરવા ગયાજી ગયો, કે મારે આ જગતમાં ફરી શ્રાધ કરવું ના પડે ત્હાં હું જઈ સ્ટેશનપર ઉતર્યો, તો ગોરના ગુમાસ્તાઓ સ્ટેશનપર, ચોપડા લઇને આવ્યા હતા તેમણે અમને કહ્યું કે ચાલો, અમે તમારા ગોર છીએ માટે અમારા ત્યાં ઉતરો, અમારે બીજે ઉતરવાનું સ્થળ નહિ હોવાથી, હું તેની સાથે તેમની ધર્મશાળામાં ગયો. ત્યાં મને ઉતારો આપ્યો, એતો ગોરનો ગુમાસ્તો હતો, પણ ગોર તો સાંજના પાંચેક, વાગ્યાના સુમારે, પોતાના ઘેરથી ચાર ઘોડાની ગાડીમાં બેસીને આવ્યા, ને કેટલાકતો હાથી ઉપર બેસીને પણ આવે છે, આવીને પોતાના બંગલામાં બેઠા, ત્યાં અમે જોયું તો સાહબીનો પારજ નહિ, શું વર્ણવું, અમુક ગુમાસ્તા પૈકીથી, એક ગુમાસ્તો અમને સાંપ્યો કેઆ તમારૂ શ્રાધ સરાવસે, બીજે દીવસે શ્રાધ સરાવવા માટે જ્યાં, ત્રણ નદીયો ભેગી થાય છે તે ત્રીવેણીના ઘાટ ઉપર સ્નાન કર્યું, પછી ગોરના મોકલેલા ગુમાસ્તાએ શ્રાધ કીયા ચોખાના પીંડ વીગેરે, મુકાવી લોચા વાળીને તે શું મંત્ર, બોલ્યો તે કાંઇ મને સમજ પડી નહી, ને કહે કે હવે તમારૂ શ્રાદ્ધ પુર્ણ થઇ ગયું, હવે ફરી કરવા પણું રહ્યું નહી, હવે

ગોરની પાસે **ભચોં** કરાવવાનો રહ્યો, વાસ્તે બીજે દીવસે ગોરની પાસે ભચો કરાવવા ગયા, ત્યારે ગોરે રૂપીયા બસોની રકમ માગી, રમક આપશો તોજ ભચો થશે. છેવટે ઓછી વધતી કરતાં, રૂપીયા ૧૦૦) એ પતાવ્યું ને ઘોરને તે રકમ આપી, એટલે કંકુ વાળા હાથ કરીને મારા બરડામાં થાપા માર્યા, ને કહ્યું કે તમારૂ કલ્યાણ થઇ ગયું અને ગોરનું તરભાણું ભરાઈ ગયું પણ મારા કલ્યાણ માંતો મારો બરડો દુઃખવા માંડયો ને મારા મનનો કાંઈ પણ ખુલાશો થયો નહિ વાસ્તે તેનો ખુલાસો શું હસે તે જણાવવા કૃપા કરશોજી.

**ઉત્તર**—એ બધું સમજ્યા વિનાનું અજ્ઞાન છે, ગયાજીના ગોર લોકનું એ બધું સ્વાર્થનું ધતીંગ છે, પરિણામ એ છે કે, પિત્રુને તારવા માટે કોઈના દોકડે, વ્યાજના લાવી દેવાદાર થઈ, શ્રાધ કરવા ગયાજી જાય છે પણ વિચાર કરો કે, ત્યાંના ગોર લોકો બહુજ ધનવાન થાય છે અને અનેક પ્રકારના ભોગને વૈભવો ભોગવેછે તેમ નદીઓનાં જળ સરખાજ હોઇછે બધી નદીઓ સમુદ્રમાંજ પહોંચે છે,પણ નરસીંહ મહેતા શ્રાધ કરવાને પિતરૂને તારવા, ભકિત કરવા ગયા, એટલે જ્ઞાન, ત્રીવેણી (એટલે) બ્રહ્મા, વિષ્ણું, માહેશ્વર, તાત્પર્ય એ કે દરેક માણસે જ્ઞાન પ્રાપ્ત કરી, ત્રીવેણી સ્નાન કરી, જ્ઞાન એટલે ભગવાનની શ્રદ્ધા ભકિતથી, સમરણ કરી ભગવાનને જ્ઞાન દ્રષ્ટીથી ઓળખવા, પછી તેમની સમક્ષ વચન રૂપી પીંડ અર્પણ કરવા, કે મારા જીવન અંત સુધી ભકિત કરવી આથી પોતાની અનેક પેઢીઓ તરે છે, નરસીંહ મહેતા પુત્ર સપુત હોવાથી ભકિત કરી તો ભગવાને તેમની ઇકોતેર

પેઢીનો ઉધાર કર્યો, માટે તમો આવી રીતે જ્ઞાન ગયા ત્રીવેણીમાં. સ્નાન કરશોને ભગવાનની ભકિત કરશો, તો જરૂર તમારી પણ ઇકોતેર પેઢીઓ તરશે, આત્મજ્ઞાનનો ખરો સાર આ છે.

# સાથે શું લઈ જઈશું ? તે વિષે

## ભજન ૧૧ મું.

—: ગઝલ :—

ચેતન થઈ તું હરિ ભજને, જગત જળ ઝાંઝવા જેવું;
જમાવેલું સૌ પડયું રે'શે, નથી સાથે કશું લેવું !
મગન મનમાં નહિ થાતું, અરે ! દિન એક તો મરવું;
છતાં કાં લાગ જાવા દે ? પ્રભુનું નામ દઇ તરવું !
સગાં વ્હાલાં લઈ સાથે, નથી તું ભાઈ ! જાવાનો;
સકળ ધન તો ધર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો ?
ભરી લે ભકિતના લાડુ, આગળ એ કામમાં આવે;
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે !
લખી લેજે રદય **શંકર**, તણી આ શિખ છે સારી
સફળ તો થાશે જન્મારો, રટણ કર કૃષ્ણ ગિરધારી !

## ભજન ૧૨ મું.

( પ્રભુ નામની, મહેતાની સ્તુતી )

પ્રભુ તારા નામની લેહ એક લાગી
હું બેઠો છું સંસાર, વહેવાર ત્યાગીરે—પ્રભુ
સગાંરે સંબંધીની માયા નકામી છે, સ્વાર્થ તણી સર્વ માયા
હંસો ગયારે પછી ઘડી ન સંઘરે, મળ મુત્ર ભરેલી આકાયારે--પ્રભુ.

ધન અને ધામ સઊ પડી રહેવાનાં, અંતે ન આવે સાથે કાંઈરે
પુત્ર પૌત્રાદીક સઊ મોહની મીઠાશો. પડી રહેવાનું તે અહિંરે--પ્રભુ.
મોહ મમતાંમાં પ્રાણી અમથા ફસાએ, ખાલી કરે છે મારૂ મારૂ
માયા જાળ એ તો નર્કનો રસ્તો, શીવ પદ દાતા નામ તારૂરે--પ્રભુ.

## હુંડી સીકારો મહેતાની અસ્તુતિ.

### સુરતા અરજ કરે છે, આપો દર્શન પ્રેમે હરજી રાહ

### ભજન ૧૩ મું.

હુંડી સ્વિકારજોરે, વાહાલા શેઠ બનીને વરજી.
લજ્જા રાખજોરે, વાહાલા સુણી પામરની આ અરજી;
શ્રાદ્ધ સરાવી મુજ તાતનું, કીધું મોટું કામ.
મારા રૂપે આપ પધાર્યા, કાઢયું મોટું નામ--હુંડી૦
શામળશા પરણાવ્યો પોતે, રાખી નહી કાંઇ નુન્ય,
એવી રીતે હુંડી સીકારો, કરૂ તુજ નામની ધુન--હુંડી૦
સત્ય વચને શામળીયો આવ્યા, કરવા સેવકનું કામ;
વચન પાળીને હુંડી સ્વીકારો, મોટી છે તુજ હામ--હુંડી૦

---

## અંત વખતે પસ્તાવો.

### ભજન ૧૪ મું.

### (અધવજી સંદેશો કહેજો શ્યામને--એ રાહ.)

ત્રીકમજી, તારો છે, મારે આશરો
નેહ નજરથી, નિરખો નટવરલાલ જો;
ભવસાગરમાં, ભુલ્યો ભટકું ભૂધરા,
શરણે લેજો, જાણીને નિજ બાળજો ! ત્રીકમજી.

નામ કદી, નારાયણનું લીધું નથી,
નથી કર્યું મ્હેં, પરોપકારી કામ જો;
જપ નપ તિરથ, દાન ધર્મ કીધાં નથી,
માફ કરો રાધા વર, શ્રી ઘનશ્યામજો ! ત્રીકમજી.
માયામાં હું, મસ્ત બનીને મ્હાલતો
હું પદમાં, શ્રી હરિ વિસાર્યા છેક જો;
ધામ, ધરા, ધન,કાજ કપડ મે બહુ કર્યા,
ભજ્યા નહિં, જગદીસને પળ એક જો ! ત્રીકમજી.
ધનવંતાને, માન દઇ ને બોલાવતો
નિર્ધન જનનું, કરતો હું અપમાન જો;
મેળવવાને, મોજ મહી ધન વાપર્યું,
નાચ રંગમાં, રોજ રહ્યો ગુલતાન જો ! ત્રીકમજી.
સંત જનોની, સેવાથી અળગો રહ્યો,
નથી કર્યું મ્હેં, જ્ઞાન સુધારસ પાનજો;
કામી થઇને, કર્મ કર્યાં મ્હેં બહુ કુડાં,
થરથર કંપુ. જ્યારે આવ્યું ભાન જો ! ત્રીકમજી.
અપંગ જનને, આશ્રય મ્હેં આપ્યો નથી,
દેશ હીતનું, કાર્ય કર્યું નવ એકજો;
ખર મિત્રોની, મોજ મહીં ધન વાપર્યું,
યૌવન મદમાં, છકયો હતો હું છેક જો ! ત્રીકમજી.
દેવ તણે દર્શન, જાતાં પગ દુઃખતા
ભજન મંડળમાં, નવ લીધો મેં ભાગ જો,
નૃત્ય અને નાટકમાં, સૌ પહેલો જતો,
ખોયો મ્હેં શ્રીનાથ, સ્મરણનો લાભ જો ત્રીકમજી.

અવિનાશી, અરજી તો અંતરમાં ધરો
ભકિત માગું, ભવતારક ભગવાન જો;
**શંકરના,** સ્વામિ સદ્બુદ્ધિ આપજો,
તુજ ઇચ્છાથી, ટળે સકળ અજ્ઞાન જો ! ત્રીકમજી.

---

## ભજન ૧૫ મું.

( છંદ. )

( સ્વદેશની સેવા વિશે, આત્મા એક છે. )

સ્વદેસની સેવામાં સુરા, પરોપકારી રહે છે પુરા
પરોપકારી પુરા કહાવે; જે બોલે તે તુરત બજાવે
નહી પથ્થર તે જવેરી જેવા, જનુની જણે તો જણુ જન એવાં
દયા તણો દરીયો છે દાતા, અભીયા ગટની ઉપર પ્યાર
ભુખ્યાને ભોજન જે પાતા, અપંગનો આધાર
ભુધરની ભકતી મન ભાવે, નીત્ય ગાતા તેનુ ગાન
કામ ક્રોધ મદ માયા ત્યાગે, જ્ઞાન વીસે રહે ગુલતાન
જ્ઞાન વીસે નીત ગુલતાન રહેતા, હરદમ હરીનુ નામ સુમરતા
સૌપર સરખો પ્યાર બતાવે, ભુધરની ભકતી મન ભાવે
જનુની જણતો જણુ જન એવા, લેખ લખે તે અમરીત જેવા
લેખ લખી સંસાર સુધારે, જેણે અંતર જ્ઞાન વધાને
અંતર આત્મજ્ઞાન રહે છે, સાચી વાતો જગમાં કહે છે
સ્વદેસની કરતા તે સેવા, જનુંની જણે તો જણુ જન એવા

---

# જ્ઞાનરૂપી અજવાળુ.

## ભજન ૧૬ મું.

નામ સુધારસ જે જન ચાખે, કાળ ના આવે પાસેરે,
જ્ઞાન રૂપી અજવાળું થાતાં. ઝટ અંધારૂં નાસેરે
ખટરસ સેવી અજ્ઞાન ચાલે, અંતે રડી રડી મરતારે
ભજન સુધારસ આનંદ આપે, સહુ દુખ એ છે હરતારે
સંત મહંતનું જીવન એ છે, દુખિયાંને વિસામો રે
ભવ રોગીનું ઓસડ મોઘું, કિમિયો કિમતી જાણો રે
જે પીએ તે ફરી નવ આવે, બીજું કંઇ નવ ભાવેરે
દુનિયામાં દુનિયાથી ન્યારો, કો તોલે નવ આવેરે
શોક મોહરે સંતાઈ જાતાં, આણંદ અર્ણવ રેલેરે
આપ મહિં સમરસ થઇ સાધુ, આપ વિષે નિત ખેલેરે
એ લજ્જત સનકાદિક જાણે, જાણે નારદ જોગીરે
શુક ઉદ્ધવ તુંવર ઋષિ જાણે, શિવ કૈલાસ ભોગી રે
વ્રજ વનિતા એ રસ જાણે, **સરસ્વતી** કોઈ જોગણુરે
રંગ અભાગી મટકાં મારે, માગન પ્રભુ તુજ દુવારે

---

# ( ગુરૂની ભ્રાનતી વીશે. )

## ભજન ૧૭ મું.

રાગ ભરથરીનો

સાચારે સંતો સેવતા—નુગરો સુગરો થઈ જાય
સ્વારથી ઘણા માયામાં ફરે—જગમાં જુઓ છપ્પન લાખ
માટે ભજો શ્રીરણછોડરાયને

માતા દેવીને પીતા ગુરૂ રે—જુઓ શાસ્ત્ર વેદમાંહી
સેવા કરી સરવણ ભકતએ—તે તો ઉતર્યા ભવ પાર
માટે ભજો શ્રી રણછોડરાયને
પુત્ર પુત્રી તો દુખી થયા--જુઓ ચાર દીસા માંહી
આતમ જ્ઞાન થયારે વીના--મુકતી કદી નહી થાય
માટે ભજો શ્રીરણછોડરાય રે
જ્ઞાની સંત કોઇ આવી મળે--આપે બ્રહ્મજ્ઞાન સાર
માતપીતા ને ગુરૂ જાણજો--સેવી ઉતરો ભવ પાર
માટે ભજો શ્રીરણછોડરાયને
અડસઠ તીરથ પુરણ થયા, જ્ઞાન ગંગા ગેર આય
સ્નાન સમરણ નીત્ય કરતા અમર ગુરૂ એક પાઈ
માટે ભજો શ્રીરણછોડરાયને
કહે **લક્ષ્મીદાસ** નીશ્ચે કરી--ઓળખો આતમ રાય
હરીજનો સૌ ભાવે બોલજો--કહેજો જે શ્રીકૃષ્ણભાઈ
માટે ભજો શ્રીરણછોડરાયને

**સાખી.**

સાધુ સંતનો ધર્મ હે, પેટ જેટલી વેઠ
જે કોઈ રાંમ ધન લુંટતા, તે જીવ પહોંચે ઠેઠ.



# જુનો ધર્મ એટલે સનાતન ભકતી વિશે.

## ભજન ૧૮ મું.

( રાગ એક તારો. )

જુના ધરમ લો જાણી મારા સંતો, જુના ધરમ લો જાણી હોજી
જુના ધરમમાં હરીની ભકતી, નવા ધરમમાં ગોટાળા હોજી

નવા ધરમમાં ચોર્યાસી ફેરા, એનો ના જોયો કોઇએ છેડો
મારા સંતો જુનાં
પ્રેમ ભકતીને હરી વસ થાઈ જુવોને વેદ પુરાણે હોજી
જ્ઞાન ગંગા ઘેર વસે છે, મનથી લોને માની મારા સંતો
કરમ કાંડમાં દુઃખ છે ભારી, જ્ઞાનથી લોને વિચારી હોજી
મુકતીની વાટ કોઈ વિરલે જાણી, સતસંગ કરી લો
માની મારા સંતો
ચોર્યાસી ફેરા તારા છુટીરે જાસે, આતમ રૂપ ઓળખાશે હોજી
લક્ષ્નીદાસ કહે રણછોડ ચરણે, જનમ મરણ મટી જાસે
મારા સંતો

---

# તીરથ ગયા જગનાથ ના જોયા

## ભજન ૧૯ મું.

### ગઝલ.

જુવો સંસાર છોડી છટકયા, છતાં જગનાથ ના જોયા
બની બાવા બધે ભટકયા, છતાં જગનાથ ના જોયા
બનારસ દ્વારકાં બદ્રી, ગયા ગોકુળ મથુરામાં,
અયોધ્યા આવીને અટકયા, છતાં જગનાથ ના જોયા.
ગુફા ગીરનારની ખોળી, હિમાલય ગામ હરિદ્વારે,
ફરીને ટાંટીયા ફટકયા, છતાં જગનાથ ના જોયા.
અતિ તપ તાપમાં કીધું, ઘણું દુખ દેહને દીધું.
જુવો ઉંધે શિરે લટકયા, છતાં જગનાથ ના જોયા.
નદીના નીરથી ન્હાયા, કસી ઉપવાસથી કાયા,

પુજામાં પ્રાણુ તો પટકયા, છતા જગનાથ ના જોયા.
થયા જોગી જટાધારી, વિભુતી ભાવથી ચોરી,
મરણુ ભયથી નહિ ભડકયા, છતાં જગનાથ ના જોયા.
પઢયા પુરાણુ રામાયણુ, મહાભારત ભણ્યા ભાવે,
અનીતિ લોભે નહિ અટકયા, છતાં જગનાથ ના જોયા
કહે શંકર તપાસીજો, રહદયમાં શ્રીહરી રાચે,
નકામા ભવ વિષે ભટકયા, છતાં જગનાથ ના જોયા.

---

## ભજન ૨૦ મું.

### ( રાગ કવાલી. )

ગુરૂજી આપ છો મોટા—દાસને જ્ઞાન આપોને
પ્રેમ લક્ષણાતણી ભકિત—અમોને ભાન આપોને
તમે તો દેવ સરખા છો—અમારા કષ્ટ કાપોને
ખુલાસો દાસ પુછે છે—ધીરજથી ધ્યાન આપોને
અમે તો સુગરા થાવા—તમારે શરરે શરણે આવ્યાછે
અમારા મનને ઠરવા—મુકિતનો રસ્તો આપોને,
ગુરૂજી સ્વર્ગમાં જાવા—આપો ગમ જ્ઞાનની ગોળી
રહ્યું અજ્ઞાન અંતરમાં—ઝપાટે નાખજો તોડી
અરે હાથી ઘોડે ચઢી—નથી ફરવા તમે જનમ્યા
કરી પધરામણી પૈસા—નથી હરવા તમે જનમ્યા
દગાથી દેવના નામે—તાલેવન આપ થઇ બેઠા
દેવોને ભકિત વ્હાલી છે—માયામાં આપ તો પેઠા
ગુરૂછો આપ જંજાળી—નીરધનીયા શિષ્યને કરતા
અને ધન માલ સૌનો—સુખે ત્રીજોરીયો ભરતા

ઘણુ ધન ભેગુરે થાઇ,—તેતો સહુ વ્યાજે જાઈ ધરતા,
ગરીબો ધકેલા ખાઇ—તેનુ અપમાન તો કરતા.
કદી ધનવાન શેઠ આવે—ખુશીથી માન આપો છો
દઈ પરસાદના પડીયા—ઊપરથી પાન આપો છો
ભલુ નહિ આપનું ઇચ્છુ—મારૂ કલ્યાણ શું કરશો
ડુબો છો આપ માયામાં—બીજાને તારી શું સકશો
ગુરૂજી જો ચટે ગુસ્સો—તો તો ધન માયા ત્યાગ કરજો
સવારથ વેગરો મુકી—અંતર દીલ સાફ તો કરજો
તર્યા છે દાસના દાસો—ભકત માળે ને ભાળોને
વદે છે ભગતી દાસરે—મને રણછોડજી પ્યારો છે

---

# મોહક મોરલી !

## ભજન ૨૧ મું.

( દાસપરે દયા લાવો રે—એ રાહઃ )

મોહક મોરલી વાગીરે ! ( ૨ )
મોહન વરની, મોહક મોરલી વાગી !
સુતીતી શાન્ત બનીને, નિદ્રામાં નાદ સુણીને;
રજનીએ ઝબકી, જાગી જાગીરે ! મોહન વરની૦
સુનાં ઘરબાર છોડી, મોરલી સાંભળવા દોડી,
લગની લાલાની, લાગી લાગીરે ! મોહન વરની૦
આધારે ચાલી સ્વરને, ભેટી હું ભુધરવરને;
મારી ભવની ભાવટ ભાગી ભાગીરે ! મોહન વરની૦

---

# ધુન.

## ભજન ૨૨ મું.

રાધા કૃષ્ણ ગૌપાલા, ભજ રાધા કૃષ્ણ ગોપાલા (૨)
ઘટમાંરે રામને ઘટમાંરે સીતા
વાણીમાં ભાગવત વાણીમાં ગીતા
એહીમાં પાંડવ એહીમાં દ્રૌપદી,
દેહીમાં નવસો નવાણું ચીર દીઠા. ઘટમાંરે.

---

# (ધરમસાળા સારૂ મહેતાની અસ્તુતી)

નરસિંહ મેહેતાએ ધર્મશાળામાં, આવી ભગવાનની મુર્તીની શેવા કરી આર્તી કરી, ભગવાને આપેલી તાલ બજાવી, ઇશ્વર સ્તુતી કરવા માંડી.

## ભજન ૨૩ મું.

(વારે ધા લીઠલા વ્હેલો) એ રાહ.

મને સાહ્ય કરો કીરતારોરે, નથી ઠામ દુઃખ એ ભારીરે
અસ્તુતી ઉચરીએરે તારી, સાહ્ય.
ભાઇ ભોજાઇએ ઘરમાંથી કાઢયો, કીધો ધર્મશાળે વાસ;
ભલુ થજો તેનું ભજન થશે, પોહોચશે મનની આશ
છુટી જંજાળ સંસારીરે. નથી.
મંદીર માગુ વસવા માટે, આ મુર્તી પધરાવું નાથ;
ભાવેથી ગુણ નીત્ય હું ગાઉ, સંત શેરાગીની સાથ;
માયા સૌ લાગે અકારીરે. નથી.

અસ્તુતી સુણી પ્રહલાદજી વશીયા, સ્થંભે જઈને નાથ;
ચીરપુરી પંચાળીનાં થકગ્યો, સર્વે કૌરવનો સાથ,
તેમ વ્હાર કરો આ વારી. નથી.

નરસીંહ મહેતાની સ્તુતી સાંભળી, ભગવાને અક્રૂર અક્રૂર કહી, સામટા સાદ કર્યા.

જુનાગઢ જાવ, નરસીંહ મહેતાને મંદીર અપાવી આવો. અક્રૂર મંદીર અપાવી ગયા મેહતા રોજ હરીકીર્તન આનંદ કરે છે. તેનેજ મુકતી મળે છે.

-:-

## ભજન ૨૪ મું.

(રાગ-ધોળ-ગીત.)

હાંરે સખી આજનો દિવસ કહીએ ધન્ય રે,
મારે ઘેર પધાર્યા હરી જન રે.
હરી જન હરીની છે તોલે રે,
ભાગવત વેદ પુરાણ એમ બોલે રે.
જે કોઇ ભકિતને ભાવેથી નમસે રે,
તે રાય રણછોડ ગુરૂજીને ગમસે રે,
જે કોઈ ભકિતને આસન આપે રે,
તેને વાલો પોતાનો કરી સ્થાપે રે.
જે કોઇ સંતને સ્નાન કરાવે રે,
તે ચાર તીરથનું ફળ પાવે રે.
જે કોઈ ભકિતનું પુજન કરશે રે,
તે મારા શેઠ સામળશાને ગમશે રે.
જે કોઈ ભુખ્યાને ભોજન આપે રે,

તેનાં વાલો દુઃખ દરીદ્ર કાપે રે.
જે કોઈ આત્મજ્ઞાન લે જાણી રે,
તેનાં વાલો પુર્વનાં પાપલે તાણી રે.
જે કોઈ હરીજન સમજી ગાશે રે,
ત્યારે તેની વારે રણછોડરાય ધાશે રે.
જે કોઈ આવી એકાદશી કરશે રે,
તારે તેનો જન્મ મરણુ ફેરો ટળશે રે,
કહે છે ભકત **લક્ષ્મીદાસ** વાણી રે,
તે તમો મનથી લેજો નકકી માણી રે.



## ભજન ૨૫ મું.

(રાગ. મામેરાનો-ઘોળ)

રણછોડરાય આવ્યા છે, મારે ઘેર હેલી,
મોહન વરને જોઇ જોઈ, થઇ છું હું ઘેલી. ટેક.
ત્રીકમજીને સાથે. લાવ્યા છે રે તેડી,
સઈયરો મેં તો કુળની, મરજાદાઓ મેલી. રણછોડરાય. ૧
જગત તણા વેણુ, લાગે મને ખારાં.
ગુરૂજીના વચનો, લાગે મને પ્યારાં. રણછોડરાય. ૨
સગાને લેવું દેવું, પડેછેરે છેટું,
નીરાંતને પ્રેમ કરી, ને રે ભેટું. રણછોડરાય. ૩
કુસંગી તો પડે છે, મોટા રે મોટા ખાડે,
સતસગ ઉભી, રહીને રે કાઢે. રણછોડરાય. ૪
મગન થઈ એક, નિષ્ઠાએ જે ગાયે.
તેની દેહ શુદ્ધાંએ, ધામે રે જાયે. રણછોડરાય. ૫

બંગલામાં બેઠો બેઠો એ ઘાટ ઘડાવે,
ભકતી કરે તેની, વારે વેલો આવે. રણછોડરાય. ૬
ડાકોરનાથ લાડ તે, બહુરે લડાવે,
**લક્ષ્મીદાસ** રાધાકૃષ્ણ ગુણ ગાવે. રણછોડરાય. ૭

---

# કક્કાનું પદ.

## ભજન ૨૬ મું.

એકડે એકો નૌવધા ભગતીને ભેટો—બંધુ બેનો ભવસાગર તરવો સેલ છે,
સમજણ સઉની લૈયે-મન માને તે ગેર જઇએ--બંધુ બેનો.
કૃષ્ણ કેજો ભાવે—તો જન્મ મરણ નહી આવે--બંધુ બેનો
ખલક ખેલ ખોટો—કાયા પાણીનો પરપોટો--બંધુ બેનો.
ગરજ હોયતો ગાજો—ભકતીથી સુખીયા થાશો—બંધુ બેનો.
ઘટમાં રામ રાખો—ભગતીનો સ્વાદ ચાખો--બંધુ બેનો.
ચતુર થઈને ચેતો—નહી તો થાશે ફજેતો--બંધુ બેનો.
છલ વીંધ્યા દેજો મુકી—પ્રભુ પદમાં રેજો જુકી--બંધુ બેનો.
જરૂર જાવું પડશે—ત્યાં જમડા આવી નડસે--બંધુ બેનો.
ઝટપટ કારજ કરજો—ભકતીનું ભાથું ભરજો--બંધુ બેનો.
ટગમગ આંખે જુવો—અજ્ઞાન અંધારો કુવો--બંધુ બેનો.
ઠગણી ઠગીને જાસે—પાછળ પસ્તાવો થાશે—બંધુ બેનો.
ડાપણમાં શુંટોળો—આ ભવસાગર છે બોળો—બંધુ બેનો.
ઢગલા ધનના જોસો—આવ્યું સને એળે ખોશો—બંધુ બેનો.

**તજોને** ઠાઠ ઠાલી—જાઉ છે હાથે ખાલી-બંધુ બેનો.
થર થર કાયા ધ્રુજે—ગૈડપણુમાં કંઇના સુજે-બંધુ બેનો.
દયા ધરમને રાખો—મારૂં તારૂં સરવે નાખો-બંધુ બેનો.
ધરની ધર છે સાચો—કાયાનો ખેલ કાચો-બંધુ બેનો.
નટવર નામ લેવું—વઢવાથી અળગું રહેવું-બંધુ બેનો.
પરમાત્મા છે મોટો—તે વીના ખેલ સૌ ખોટો-બંધુ બેનો
ફકડ થઇને ફરશો—તો ચોરાશીમાં પડશો-બંધુ બેનો.
બડાઇ સરવે મુકી—હવે સતના ઘરમાં જુકી--બંધુ બેનો.
ભટકાવ છો શા માટે—જાવોને પ્રેમની વાટે-બંધુ બેનો.
મન મરકટને પકડો—એને પ્રેમની સાંકરે જકડો-બંધુ બેનો.
યેમ નીયમથી રહેવું—રણછોડરાય મુખથી કેવું-બંધુ બેનો.
રટોને સીતા રામ—તો હૈયે રેસે હામ--બંધુ બેનો.
લઇ લેજો સાથે નાણું—ઓચીંતુ આવશે આણું--બંધુ બેનો.
વર વીઠલને વરીયે—પછી દુરમતીને દુર કરીયે--બંધુ બેનો.
સતસંતગત નીત કરજો—નીર લોભીની સંગે ફરજો--બંધુ બેનો.
ષકલ જગતમે જોઇ—હવે રામ નામ ધનને મોહી--બંધુ બેનો
શાન્તીમાં જઈ ઠરજો—મન હરી વર સાથે વરજો—બંધુ બેનો.
હલદર વીરો વરીયો—મેં અવીચળ ચુડો ધરીયો--બંધુ બેનો.
લક્ષ્મી તેની દાસી—રણછોડ રાય આવે નાચી--નંધુ બેનો.
ક્ષમા ધર્મને પાળો—મોહ માયા મહમતા ટાળો -બંધુ બેનો.
જ્ઞાન ગંગામાં નાસો—તો અમરા પુરમાં જાસો--બંધુ બેનો.
**લક્ષ્મીદાસ** વાતો માણી—બ્રમ જ્ઞાન લેજો જાણી--બંધુ બેનો.
હરીજન મંડળ કહે છે— સૌ સુરત શહેરમાં રહે છે-બંધુ બેનો.



## ભજન ૨૭ મું.

વ્હાલાજી મને લાગો છો, આત્મા જેવા,
શ્રી કૃષ્ણ મને લાગો છો, આત્મા જેવા;
રણછોડરાય મને લાગો છો, આત્મા જેવા. ટેક.
રાત દિવસ પ્રભુ, રૂદીયામાં રાચી,
સેવા તમારી મને, ભાવે છે સાચી,
પ્રેમના બાંધ્યા પ્રભુ, પાસે વસો છો,
ગોપીઓને દર્શન દેવા. વ્હાલાજી. ૧
એક સખી કહે મારૂં, મન સમજાવું,
રણછોડ ભજવાની મને, પડી છે હેવા;
મુખડેના બોલુ હું તો, મુઠીના ખોલું,
જુવો અંતરમાં ઓળખી લેવા. વ્હાલાજી. ૨
જેરે જોઇએ તે તો, લાવીને આપું,
દુધ સાકરને, ભાવનારે મેવા;
પીરસુ પાતળીયાને, પ્રેમ કરી સેવા
મુખડેથી માગી લેવા. વ્હાલાજી. ૩
વારે આવો હેલી, પ્રભુ ના જાસો મેલી.
આપો ચરણના, પ્રેમની રે સેવા;
**લક્ષ્મીરેદાસના**, સ્વામી જેને મલ્યા
ટળ્યા જન્મ મરણ ફેરા એવા વ્હાલાજી. ૪

---

## સાખી

બાપ વીના બેટા નહી, વડ વીના ટેટા ન જોય;
આત્મજ્ઞાન થયા વીના, મુકતી કદી ન હોય,

## મીઠા બોલ બોલવાથી સુખ અને ફળ વીષે.

### ભજન ૨૮ મું.

રાગ-( ગરબી )

સુખ વાણી બોલીએ, ભકતી થાય છે રે લોલ,
જ્ઞાન થયા વિના જીવ, એળે જાય છે રે લોલ.
ઘણા ભણ્યા વેદ શાસ્ત્ર, તે ભુલા પડયા રે લોલ,
અભણ નરસીંહ મેતા, પ્રેમે તરી ગયા રે લોલ.
કર્મ કાંડ કર કરતા, કેટલાક ગયા રે લોલ,
ભકતી કર્યા વિના જગમાં, કોઇ ના તર્યા રે લોલ.
મીઠા બોલ બોલી, **સબરીયે** મનાવીયા રે લોલ,
એના જન્મ મરણના, ફેરા ટળ્યા રે લોલ,
**મીરાંબાઇને** પ્રેમભાવે, ગીરધર મલ્યા રે લોલ.
મુખે જ્ઞાન વાણી બોલી, તન મન વર્યાં રે લોલ,
**ખીર રોટલી બોરાં** ફળ, જમના નથી રે લોલ.
હરી ભાવના ભુખ્યા સૌ, ભુલી ગયા રે લોલ,
**સરવણ** જાત્રાયે પગે, ચાલતા જતા રે લોલ.
**કાવડે** બેસાડી માત પીતા, સેવતા રે લોલ,
બાપ વીના નહી જગમાં, બેટા દીઠા રે લોલ.
ગુરૂ ડુભાવે સર્વ, ગોતર ડુબ્યા રે લોલ,
આત્મજ્ઞાન પાયે સર્વ, જીવ એક ગણ્યા રે લોલ.
તેને સૌના મનડા તો, હેરી લીયા રે લોલ,
સામુ જોતાં જોતાં મુખ, લાગે મીઠડા રે લોલ.
**લક્ષ્મીદાસ** કહે તમને, હવે દીઠડા રે લોલ,

---

ખીર રોટલી જમતા નથી, ફળ બોરા ન ખાય;
હરી તો ભુખ્યા ભાવના, મેઠું બોલે રીઝાય.

# સૌ ગ્રંથમાં નૌધા ભકિત શ્રેષ્ટ.

## ભજન ૨૯ મું.

નૌધા ભકતી સૌ ગ્રંથમાં, સારી રે સજ્જનો સાંભળો રે.
વેદ સાસ્રમાં કહે છે, પોકારી રે સજ્જનો સાંભળો રે.
**ગીતા ભાગવતનો** સાર, જોયો જાણી રે સજ્જનો સાંભળો રે.
પ્રેમ **ભકિતને** વસ, મોરારી રે સજ્જનો સાંભળો રે.
મીઠા બોલ ગણા એને, ભાવ્યા રે સજ્જનો સાંભળો રે.
બાઈ **સબરીને** ઘેર, દોડયા આવ્યા રે સજ્જનો સાંભળો રે.
**બોડાણાની** બોલી, લાગી વહાલી રે સજ્જનો સાંભળો રે.
એણે વસ થયા, વનમાળી રે સજ્જનો સાંભળો રે.
ભાવે આવ્યા **દુવારકાંથી** નાસી રે સજ્જનો સાંભળો રે.
વાલે **ડાકોર** કીધું, **કાશી** રે સજ્જનો સાંભળો રે.
ગયા ગુગરી થઇ, ઉદાસી રે સજ્જનો સાંભળો રે.
રાય રણછોડ **ગોમતી**, વાસી રે સજ્જનો સાંભળો રે.
એક **તાલી સુદામાયે**, આપી રે સરજ્જનો સાંભળો રે.
નાખ્યું દુઃખ દરીદ્ર, કાપી રે સજ્જનો સાંભળો રે.
સત પ્રેમની વાત છે, ન્યારી રે સજ્જનો સાંભળો રે.
સૌને મીઠી બોલી. લાગે વાલી રે સજ્જનો સાંભળો રે.
જ્ઞાન બોલે છે ચધુરી, વાણી રે સજ્જનો સાંભળો રે.
**લક્ષમીદાસ** કહે લ્યો સૌ, જાણી રે સજ્જનો સાંભળો રે.

---

દ્રષ્ટાંતો સૌએ લખ્યા, તે ગઈ ડાચાં દુખી જાય.
પણ બ્રહ્મજ્ઞાન થયા વીના, સીદ્ધાંત કદી ન થાય.

# મીરાબાઈ સેરીયે સેરીયે માધવને વેચે છે.

## ભજન ૩૦ મું.

હાંરે કોઇ માધવ લ્યો. માધવ લ્યો;
હાંરે જુવો વેચતી વ્રજનારીરે હારે કોઇ માધવ લ્યો. (૨) ટેક,
હાંરે માધવને મટુકીમાં ઘાલી,ગોપી લટકે મટકે હાલી રે. ૧
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાયે, કાન મટુકીમાં ન સમાયેરે ૨
હાંરે ના માનો તો જુઓ ઉતારી, માંહી જુવે તો કુંજ બીહારીરે૩
હાંરે વંદ્રાવનમાં ગયાતા દાડી, ત્યા ગઉચારે છે ગીરધારી રે. ૪
હાંરે ગોપા ચાલી વંદ્રાવન વાટે, સૌ વ્રજની ગોપીઓ સાથે રે.૫
હાંરે **મીરાં** કહે છે ગીરધર નાગર, જેના ચરણ કમળ સુખસાગર

---

## ભજન ૩૧ મું.

જીભવલડી તુને હરિગુણ ગાતાં, આવડું આળસ કયાંથી રે,
લવરીરે કરતાં નવરી ન મળે. બોલીરે ઉઠે સૌમાંથી રે. જીભ. ૧
પરનિંદ્રા કરવાને રે પુરી, સુરી છે ખટરસ ખાવા ને;
ઝઘડો રે કરવા જાહેર ઝુઝે, કાયર હરિગુણ ગાવા ને. જીભ. ૨
ઘર તો લાગ્યા પછી કુંપ ખોદાવે, આગ એ કયાં ? ઓલવાશે રે;
ચોરો તો ધન હરી ગયા પછી, દીપકથી શું થાશે રે. જીભ. ૩
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામનામ લેવરાવો રે;
પ્રથમ તો મુસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવો રે. જી. ૪
રામનામ દેતા દામ ન બેસે, કામ ખડે નહિ કરવું રે;
સહેજેરે પંથનો પારજ આવે, ભજન થકી ભવ તરવું રે. જી. ૫
જેનુંરે નામ જપેરે જોગેશ્વર, શંકર શેષ વિરંચી રે.
કહે **પ્રીતમ** પ્રભુ નામ વિસાર્યું, તે તો પ્રાણી પરપંચી રે. જી. ૬

પ્રથમ ભાગ સમાપ્ત.

# નૌધા ભકિત પ્રેમરસ
## અને
# આત્મ જ્ઞાન સાર

---

## ભાગ ૨ જો.

---

### ભજન ૧ લું.

( રાગ પ્રભાતનો કેદારો )

વૈષ્ણવ જન તો કેનેરે કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ના આંણે રે. ૧
સકળ લોકમાં સહુને રે વંદે, નિંદા તે ના કરે કેની રે;
જ્ઞાન ધ્યાનમાં મનને રાખે તો, ધન્ય ધન્ય તેની જનુની રે. ૨
સમ દ્રષ્ટી અને તૃષ્ણા ત્યાગી, પર સ્રી જેને માતા રે;
જીભ્યા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝીલે હાથે રે. ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામશું તાળીરે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૪
વણ લોભીને કપટ રહીત, જેને કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં,કુળ ઇકોતેર તાર્યા રે. ૫

---

## ભજન ૨ જું.

( રાગ–પ્રભાતીયાનો. )

જ્યાં લગી આત્મા, તત્વ ચિન્યો નહી;
ત્યાં લગી સાધના, સરવે જુઠી; ટેક૦
પુરૂ ના પડે નાથજી, તમારી કીરપા વીના,
સાત સાધે ત્યારે તેર તુટે, જ્યાં૦ ૧
શું થયું ધ્યાનને, સ્નાન કરવા થકી,
શું થયું ઘેર રહી, દાન દીધે;
શું થયું ધરી જટા, ભસ્મ લેપન કરે,
શું થયું વાળ લો, છન કીધે. જ્યાં૦ ૨
શું થયું તપ ને, તીરથ કીધા થકી,
શું થયું માળા ગ્રહી, નામ લીધે;
શું થયું તીલક ને, તુળશી ધર્યા થકી,
શું થયું ગંગા જળ, પાન પીધે; જ્યાં૦ ૩
શું થયું વેદ, વ્યાકરણ વાણી વદે,
એવા પરપંચ, પેટ ભરવા કરે,
ભણે **નરસઈયો** કહે, આત્મ દર્શન વિના,
રત્ન ચિન્તામણી, જન્મ ખોયે. જ્યાં૦ ૪

# સ્વામીના વચન પાળે તે સ્ત્રી સતી

## પતીને તારે છે. અને પોતે તરે છે.

### ભજન ૩ જું.

પ્રભાતે ગાવાનો મહીમા

રામ ભજતુ પ્રાણીયા, ભવોભવની ભાવટ ભાંગશે
તારી દેહનુ સ્વાર્થીક થશે                રામ ભજતું.
પંખીડાતુ જો વીચારી, કર્મ તારા લે સંભાળી
વાસના નઠારી તને, રૌ રૌ નરકે નાખશે      રામ ભજતું.
મુંઢ તે મતી વીસારી, મતી તેવી ગતી તારી
ઉઠ જે સંભાલી તારી, કાયા કંચનની થશે        રામ.
સ્વામીનો અરથ એહી છે, પોતાના પતીને સેવતા
કાદમ્બરી સતી કહે, પતીવ્રત કરી તરી જાય છે    રામ.

---

# મંગળાચરણ સેવા.

### ભજન ૪ થું.

સૌનું કરો કલ્યાણ, ડાકોરના ઠાકોર સૌનું કરોને કલ્યાણ
પ્રભાતે ઊઠીને નાવત ધોવત
તન મનથી ધરૂ ધ્યાન—        ડાકોરના ઠાકોર સૌનું
નરનારીને પ્રેમભાવે કરીને
જીવ જંતુનુ તમામ—          ડાકોરના ઠાકોર સૌનુ
જગના સૌ વાસીઓ, સુખ રે ભોગવે
આનંદે રહે આઠે જામ—        ડાકોરના ઠાકોર સૌનુ
દુનિયામાં દરદ, દુકાળ પડે નહીં

લડે નહિ કોઈ ઠામ— ડાકોરના ઠાકોર સૌનુ
સર્વે જગતમાં, સુખાકારી વધે
વળી વધે ધન અને ધાન્ય— ડાકોરના ઠાકોર સૌનું
કોઈરે કોઈનું, બુરૂં ના ઈચ્છે
સૌનું ઇચ્છે સૌ સમાન— ડાકોરના ઠાકોર સૌનું
પોતે પોતાના, ધર્મ પ્રમાણે
સર્વ ભજોને ભગવાન— ડાકોરના ઠાકોર સૌનું

## ધંધો નોકરી કામ કરતા પ્રભુમાં ધ્યાન રાખવા વિષે ભજન ૫ મું.

જેશીકૃષ્ણ કેવાની મને ટેવ પડી
ટેવ પડીરે મને ટેવ પડી—જેશીકૃષ્ણ. ટેક,
મારો વાલો મળ્યાની—વધામણી ભળીરે—જેશીકૃષ્ણ. ૧
હરતાં ને ફરતા—ધંધોરે કરતા
મુખડે રણછોડરાયની—ભગતી ખરીરે—જેશીકૃષ્ણ. ૨
પગે ડાકોર ચાલતા—પુનમો ભરતા
ભાવથી જવાની—મારે ટેવ ખરીરે—જેશીકૃષ્ણ. ૩
મન મારૂ મોહયુંરે—સામળાની સાથે
રસ્તે મલ્યાને—તે દહાડે વરીરે—જેશીકૃષ્ણ. ૪
જેનીરે જીભલડીમાં—આવી ટેવ પડશે
તે તો ભવસાગર—જાસે તરીરે—જેશીકૃષ્ણ. ૫
પરવરતી મુકી ત્યારે—તકરારો ચુકી
મીત્રાચારી તો હવે—સૌથી કરીરે—જેશીકૃષ્ણ. ૬
મન એક મલસે—**વીઠ્ઠલ** વરસે
**લક્ષ્મીના** સ્વામીની—પ્રીતી જડીરે—જેશીકૃષ્ણ. ૭

## મીઠા બોલથી સૌ સાથે મીત્રાચારી થાય છે અને પ્રભુ પસન થાય છે

### ભજન ૬ ઠું.

જેનો મીઠો મધુરો બોલ, તેનો હરી કરે છે તોલ
જેનો ખોટો જુઠો બોલ, ત્યાં તો જમડા કરે છે શોર. ટેક.
મીઠા બોલમાં પ્રેમ હોય છે, મીઠાં બોલમાં ભાવ.
મીઠા બોલમાં દયા ધરમ હે, તેનું જાય પાપ અભિમાન, જેનો
મીઠા બોલથી સ્નેહ થાય છે, વેરી વશ થઇ જાય.
મીઠા બોલથી સુખ થાય છે, તેનું દુઃખ નાશીને દુર જાય. જેનો
મીઠા બોલથી થાય વેવારીયાં, રામ નામના ભાઇ
ભક્તિને હરી વશ થાય છે; કુટુંબ કબીલો ખુશી થાય. જેનો
**ઓડાણીએ** બોલીથી બાંધ્યા, **શવરી** બાઇના બોલ.
**લક્ષ્મીદાસ** કહે જે નર સમજે, તેનો વધે જગતમાં તોલ. જેનો

---

### ભજન ૭ મું.

તમે ભકતી કરીને જુવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી આડો અવળો આઘો રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી ખેતર ખાડા ખૈયા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી પરવત આડા પડીયા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી કંકર ગોખરૂ કાંટા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી આડા અવરા આંટા રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી પથરા કાદવ પાણી રાજ—પ્રભુનો મારગ સીધો છે
નથી દાણ લેનાર કોઇ દાણી રાજ—પ્રભુનો મારગ સીધો છે

એવી વાતો હવે મે જાણી રાજ—પ્રભુનો મારગ સીધો છે
નહી વાઘ વરૂનો વાસો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક વીસવાસ વરાવો લેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક દામ પડે નહી દેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક સત્યથી ઓળખી લેવો રાજ—પ્રભુનો મારગ સીધો છે
એક ધરમની વાતો જાણો રાજ—પ્રભુનો મારગ સીધો છે
તમે ચાંપ કરીને ચાલો રાજ—પ્રભુનો મારગ સીધો છે
મને દેખાડો **લક્ષમીદાસે** રાજ—પ્રભુનો મારગ સીધો છે
ધરી **ઇશ્વર** આજ્ઞા સાથે રાજ—પ્રભુનો મારગ સીધો છે



# ( નીરલોભ )

## પ્રભુ નામની પેઢી અને રામનામનો વેપાર

## ભજન ૮મું.

હાંરે મારી **પેઢી**—હરીના નામની,
નામની નામની નામનીરે, મારી પેઢી હરીના નામની.
વૃદ્ધ મનુષ્યને—**જુવાની** આવે,
સમજુ પુરૂષના કામની રે. મારી પેઢી. ૧
વાટે ને ઘાટે—હું **વેપાર** કરૂં છું.
ઉઘાડી દીનને રાતની રે. મારી પેઢી. ૨
સુરતી સીક્કાનાં—નાંણાં ધીરાય છે,
ગરાગી ગામો ગામની રે. મારી પેઢી. ૩
**વેરાગ** વેપાર—**જ્ઞાન** ભક્તિનો,
લેવડ દેવડ—**પ્રેમ** ભાવની રે. મારી પેઢી. ૪

નહિ કાંઈ સ્વાર્થ—નહિ કાંઇ પ્રપંચ,
સારી સીખામણ કામની રે. મારી પેઢી ૫
આવો વેપાર જે—કરે તે ગૃહસ્થ,
મુકિત છે સુખના ધામની રે. મારી પેઢી. ૬
શેઠ **શામળશા** વાસુદેવ ઉપર,
નિશાની લક્ષ્મીદાસની રે. મારી પેઢી. ૭
**વિજીયા** કરે છે પ્રેમ ભાવની રે, હુંડી
સીકારો સુરતી સીકકાનીરે મારી પેઢી. ૮

## નિશ્ચય થાય તો વૃજ લાડીલો આંખી આપે તે વિશે.

## ભજન ૯ મું.

હાંરે ભાવે રાય રણછોડ, મારા મનમાં,
હાંરે જેને નિશ્ચે નહી તે, જાય વનમાં રે. ટેક.
મહા મુનીયોની, નજરે ન આવે,
ફરતા ફરે છે, ચાર ધામમાં રે. ભાવે. ૧
મીઠા મીઠા ભાવે બોલ, ખાધા મારા વહાલે,
સવરી તે બાઈના તનમાં રે. ભાવે. ૨
શેઠ બનીને તમે, હુંડી સ્વીકારી,
દર્શન દીધા છે, નાગર જનને રે. ભાવે. ૩
બોડાણા ભગતની, બોલીએ બંધાયા,
નાશી આવ્યા છે, ડાકોર ધામમાં રે. ભાવે. ૪
છેલ છબીલો ને, રાય રંગીલો,
રાસ રમે છે, ગોપી જનમાં રે. ભાવે. ૫
રહે **લક્ષ્મીદાસ**, હરીના ચરણમા,
નીંદા કરે તે, બરે તનમાં રે. ભાવે. ૬

## ભકતોએ ભગવાનને ગાયો અને ગાયો તેની વારે ગોવાળીયો થઇ આવ્યો

### ભજન ૧૦મું.

ગાયો ચારીને ઘેર આવે—વ્હાલોજી મારો
ગાયો ચારીને ઘેર આવે રે. ટેક.
શબ્દ ચરણામૃત-વચનનું પુછડું
ઝાલે તો કીનારે જાવે—વાલોજી મારો ૧
હાથે લાકડીઓને-ખભે કામળીઓ,
મધુરી મોરલી બજાવે. વ્હાલોજી મારો. ૨
ગુંજા ફુલ હાર—મનોહર માળા.
મોર મુગટ શીર શોભે. વ્હાલોજી મારો. ૩
શ્યામ તણીરે—સુંદરતા જોઇ જોઈ,
બ્રીજનારીનાં મન મોહે. વ્હાલોજી મારો. ૪
કુમ કુમ કેરા—છાંટણા છંટાવું,
મોતીડે ચોક પુરાવું, વ્હાલોજી મારો. ૫
**નરસીંહ** મહેતાનો રે—સ્વામી શામળીઓ,
શેરીએ તો ફુલડાં વેરાવું. વ્હાલોજી મારો. ૬



**પ્રશ્ન**—ગાયોને ચારવા ગોવાલીઓ આવે છે. ગાયો ચારે છે પુછડું ઝાલે તે વૈકુંઠ જાય છે, ઘણા મનુષ્યો આ દુનિઆમાં, ગાયોના ઝરણ ચરણામૃત માની પીધાં, તેમ પૂછડા દુધ અને પાણી વડે ધોયા, ગાયોને ચાંલાં પણ કર્યા સેવાઓ પણ કરી, તોય વૈકુંઠ ગયાના પરમાણા મલ્યા નહિ. તો મારા મનનો સંસય નિવારણ થતો નથી, તો એનો અર્થ શું હશે તો તેખુલાશો જણાવા કૃપા કરશોજી.

ઉત્તર—આ જગમાં સ્વાર્થી લોકોએ. અજ્ઞાન અંધકારને લીધે અવળે રસ્તે દોરેલા છે, વેદ શાસ્ત્રોમાં લખ્યું છે તે બરાબર છે, ગાયોનું ચરનામૃત લેવાથી અંતર દીલ પવિત્ર થાય છે, અને ગાયોનું પુંછડું ઝાલવાથી વૈકુંઠ જાય છે, તે વાત ખરી છે, પણ એનો અધ્યાત્મ અર્થ એવો છે કે કંઈ જનાવર પશુયોની વૈકુંઠ જતી નથી, તેમ એનાથી ભકિત પણ બની શકતી નથી, તો ખાલી ચરણામૃત અને પુછડા ધોવડાવે છે, ખરો અર્થ એવો છે કે ભકિતરૂપી ગાય, એક નીષ્ટાએ ભકતો એ ભગવાનને ગાયો, ત્યારે ભગવાન ગોવાલીઓ બની દરેક ભકિતરૂપ ગાયોની વારે ધાયો, અનેક કામ કર્યા, તો ભકિતરૂપી ગાય સંતસમાગમમાં જાય, શબ્દરૂપી ચરનામત પાય, તો સંસારી મનુષ્યનું અંતર પવીત્ર થાય, અને વચન રૂપી પુછડુમનપવિત્ર કરી નીશ્ચયથી પકડે તો તેજ મનુષ્ય જરૂર વૈકુંઠ જાય, અને તે મોક્ષ પદવીને પામે. ખરો અર્થ આ છે, વળી જગતમાં સંત સાધુ છપ્પન લાખ છે, તેમાં ખરા ગાય જેવા કોને માનવા, કે ત્રણ કાળનું જ્ઞાન થયું હોય, ભુત ભવિષ્ય અને વર્તમાન, તથા આત્મજ્ઞાન સંતોષી નિર્લોભી સ્વાર્થ રહિત પ્રેમ લક્ષના ભક્તિ ભાવ, એ ભગવાનની કામધેનુ ગાય કહેવાય છે. બાકીના બધાએ સ્વાર્થી.

સાખી

સાધુ ભુખ્યા ભાવકા, ધનકા ભુખ્યા નહિ
નેધનકા ભુખ્યા જો ફીરે, ઓતો સાધુ નહિ.



## ભજન ૧૧મું.

છોડયું છે કુટુંબ અમારૂંરે તમારે સારૂં એ રાગ.)

પલ્લામાં ડુબ્યા છે નરનારીરે—આ દુનીયા માંહી
સૌ મોહમમતામાં ગયા હારીરે—આ દુનીયા માંહી
પલ્લુ પહેરવાનું છોડો, હરી ભજન તો બોલો
સ્વામી સેવામાં મનડુ જોડોરે—આ દુનીયામાંહી.
પલ્લુ ભાર રૂપ થયું, પહેરવાનું કાંઇ ના રહ્યું
પૈસેથી સૌ ખાલી થયું રે—આ દુનીયા માંહી.
ખાવા જોઇએ તે રળવું, ખાદી પહેરીને ફરવું
આખર તો સૌને જાણો મરવુંરે—આ દુનીયા માંહી.
તુલસીની પહેરો માળા, શામળાને લાગો વહાલા
કહી ગયાં છે મીરાં બાઇરે—આ દુનીયા માંહી.
જ્ઞાન ગંગામાં જઇને, સુખી સંતોષી થઇને
સ્નાન સ્મરણ નીત્ય કરવુંરે, આ દુનીયા માંહી.
મોટ પણથી દુર રેવું, નીરલોભી કહે તે કરવું.
નીશ્ચે હરીની સાથે વરવુંરે—આ દુનીયા માંહી.



## ભજન ૧૨ મું.

પરવરતી એટલે સ્વારથી અને અજ્ઞાની
નીરવરતી એટલે નીરલોભી અને જ્ઞાની

( જાવ જાવ કપટી કાના રાગ )

જા જા પરવરતી નારીરે, તારી સાથ કોણ બોલે ટેક.
તેં દુનીઆ કરી છે દીવા નીરે.......તારી સાથ કોણ બોલે.

તું છળ ભરેલી નારી, તારા પર ગયા સહુ હારી
તું તો કાળ ક્રોધ રહી છું ભારીરે. તારી સાથ કોણ બોલે
તું જગમાં દુઃખી બહુ કરતી, વળી સર્વ જીવને નડતી,
અંતે ચોર્યાસી ફરતીરે. તારી સાથ કોણ બોલે
તને મોહ માયા બહુ વાલી, સાથે નહિ કાંઈ લઇ ચાલી
અંતે થઈ જાશે હાણી રે. તારી સાથ કોણ બોલે
તું લોભ લાલચ બહુ કરતી, વળી ઘેર ઘેર હીંડે ફરતી
સ્વારથની મુઠી કરતીરે તારી સાથ કોણ બોલે
તેથી નીરવરતી બહુ સારી, તે લાગે સહુને વાલી
હરી ઘડી નહિ વીસારૂં રે. તારી સાથ કોણ બોલે
નિશ્ચે **લક્ષ્મીદાસ** કહે છે, સમજે તે માની લેસે
અજાણ્યા ગાફલ રહેશે રે તારી સાથ કોણ બોલે

---

## સંસારમાં ભાન અને અનીતી પાપકર્મનો થતો બચાવો
## ભજન ૧૩ મું.

( જાવ જાવ કપટી કાનારે તારી સાથે કોણ બોલે એ રાગ. )

તમો અંતર પડદા ખોલોરે—જે બોલો રણછોડ,
સતના ઘરમાં મન જોડોરે—જે બોલો
પંચ પટેલ પરોપકાર કરશો, તો સંસારમાં સૌ તરશો,
ન્યાતોમાં વરા બંધ કરશોરે—જે બોલો
જે વરા ખરચ બહુ કરતા, તેને ઘેર લેણદાર આવી અડતા,
એને પાપ કરમ બહુ નડતાંરે—જે બોલો
લોકો જમવા કદી નહી જાવે-ત્યારે વરો કરે તે કોણ ખાવે,
ખોટા ખરચાથી સૌ બચી જાવેરે—જે બોલો
ખાવુ એટલુ ખુશીથી રળવું-વરા ખરચ કદી નહી કરવું,

નારી રાંધેને ઘેર પેટ ભરવુંરે—જે બોલો
દેશી માલ ખરીદી લેજો, સગાવ્હાલાને શીખામણ દેજો,
એવા મતમાં નીસદીન રેહેજોરે—જે બોલો
રામ નામના લાડુ કરી લેજો, સગાવ્હાલાને હવેજણ કેજો,
સહુ સુખી આનંદમાં રહેજોરે—જે બોલો
વીસ વરસે લગ્ન કરશે, તેને સારી કન્યા મળશે,
સંસારમાં સુખી થઈ તરશેરે—જે બોલો
વાત સુણો ભક્તિની પ્રાણી-સૌ સ્વાર્થમાં લઈ જાય તાણી,
એક પ્રેમ ધરમ લ્યો માનીરે—જે બોલો
સાચો સત સંગત તમે કરજો, અંતરના દુઃખડા હરજો
**નીરલોભી**ની સંગે ફરજોરે—જે બોલો

## ભાવાર્થ (૧૩)

(૧) આપણા પીત્રુ માતા મૃત્યુ થાય છે તેમના કલ્યાણને **અર્થે** પાછળ વરો ખરચ વીગેરે કરી પીત્રુને અર્પણ કરીએ છીએ પણ પીત્રુને પહોંચતું નથી. હું ખાઉં સામાનું પેટ ભરાય નહિ તો જીવતા મનુષ્યને સામા સામી પહોંચતું નથી તો મૃત્યુ પામેલાને તો શી રીતેજ પહોંચે. હાથે તે સાથે જીવતા નર કરે તેજ પાવે, મર્યા પછી રાખોડો.

(૨) મૃત્યુ થનાર માણસની પાછળ ખરચ કરવાથી પુત્ર દેવાદાર થાય છે અને ધન જાય છે તો ફરીથી ધન પાછું મેળવવા અને દેવું આપવા જુઠ પ્રપંચ લોભ વીગેરે પાપ કર્મમાં પડીએ છીએ તો ઉલટા દોસીત થઇએ છીએ તે વિષે વીચાર કરી ધ્યાનમાં લો.

(૩) ખોટા ખરચ વરા નહિજ કરવા જોઇએ તો પાપ કર્મથી બચી જઇએ ત્યારેજ સતના રસ્તે જવાય છે પરમાત્માની ભક્તિભાવ થાય છે અને તેજ પુત્ર સપુત કહેવાય છે. ત્યારેજ તેની ઇકોતેર પેઢીઓ તરે છે **અને** ઊદ્ધાર થાય બાકી બીજુ બધું કરવું જાળું છે.

**સાખી**- જેમ જેમ છુટવા કરે, તેમ તેમ જીવ બમણો બંધાય
આપ બળે છુટે નાહ, છોડે રણછોડરાય

## મન ચંગા જ્ઞાન ગંગા ઘેર તીરથ, રેલ ખર્ચ થતો બચાવો.

### ભજન ૧૪ મું.

(જાવ જાવ કપટી કાનારે તમ સાથ કોણ બોલે એ રાગ.)

કોઇ રણછોડરાયને ગાઇરે, તે મુકતી જગમાં પાઇ,
નરનારી પ્રભુ સેવા ચાહીરે—તે મુકતી
વ્રજ ચોર્યાસી ચાર ધામ જાઈ રેલ ખર્ચ કરીને અથડાઈ
પ્રભુ પદમા સુરા કોઈ જાઇરે—તે મુકતી
કાશી બનારસ ઘણાં જન જાઈ, ત્યાં ગંગાજીમાં નાહી
કોઇ જ્ઞાન ગંગામાં ગાઈરે—તે મુકતી
રામેશ્વર ઘણા લોક જાઈ, ગંગા લઈ જઇને ચઢાઈ
જ્ઞાન ગંગામાં રામ ખુશી થાઇરે—તે મુકતી
ઘણા હરીદ્વારમાં જાઈ, પાણી પહાડોમાં અથડાઈ
મુખ હરી દુવારમાં ગાઈરે—તે મુકતી
ગોકુળ મથુરા બહુ જાઈ, ત્યાં વીસરામ ઘાટ પર નાહિ
વાણી વૃંદ્રાવનમાં ગાઈરે—તે મુકતી
લોક જગન્નાથજી જાઈ, ચોખાનો પરસાદ પાઈ
મન વચનનાં ચોખા થાઇરે—તે મુકતી
ઘણા ગયાજી સીધપુર જાઇ, ઘેર બેઠા પીંડ મુકાઇ
જુઓ કુળ ગોર ત્યારે ખુસી થાઇરે—તે મુકતી
અડસઠ તીરથ ઘેર આઈ, માતપીતાની સેવા ચાહી
ત્યારે તીરથ પુરણ થાઇરે—તે મુકતી
નૌધા ભકિત જે ગાઇ, તે અમર ગુરૂને પાઇ
ત્યારે આતમ જ્ઞાન મીલ આઈરે—તે મુકતી
**લક્ષ્મીદાસ** શરણે જાઇ, સુરતાને રામ ઓળખાઈ
હરીજનનાં મન ખુશી થાઇરે—તે મુકતી

---

# ભાવાર્થ (૧૪)

(૧) અડસઠ તીરથ વ્રજ ચોરાસી ચાર ધામ ફરવાથી મનુષ્યત રી જાય છે એવું સાંભળી ગાડરીઓ પ્રભા મુજબ ઘણા હરીજનો દેખા-દેખી રેલ ગાડીમાં બેસી તીરથ અર્થે જાય છે ગંગા જુમના નાહાય છે ગંગા નાહિ તો પણ તુંબડીની કડવાસ ગઇ નહિ.

(૨) તીરથમાં રહેનારા ગોર વીગેરે લોકો પૈસાવાળા થાય છે અને એસ આરામ કરે છે ને રેલ ગાડીવાળો ધનવાન થાય છે અને પૈસા પરદેશ જાય છે તે વિચાર કરીને જુઓ જાત્રા કે કપાત્રા કાંશી જવાથી અને ગંગા નહાવાથી કલ્યાણ થતું હોત તો તે શહેરમાં રહે-નારા બધાએ તરી જાત. ગયાજી અને સિદ્ધપુર પીંડ મુકવાથી પીત્રુનો ઊદ્ધાર થતો હોત તો ગયાજી અને સિદ્ધપુરમાં રહેનારા તમામ લોકોના પીત્રુઓનો ઊદ્ધાર થઇ જાત, પણ ત્યાંના ગોર ખુબ ધનવાન અને મોટા પૈસાલાળા અને હાથી ઘોડે ચઢીને ફરે છે અને જાત્રા જનારા લોકો પાછા ઘેર આવે છે અને ધન લેવા ફરે છે એનો વિચાર કરો એટલે ખરૂં શું છે તે સમજાશે.

(૩) અનેક જગાએ જવાથી અનેક ગોર કરવા પડે છે અને તે ગોર દર વરસે પૈસાની લાલચમાં સંક્રાન્તી અગર બીજા તેવારો ઉપર આવે છે અને દર વરસે ધનની લાલચમાં સતાવે છે અને આપણા મૃત્યુ બાદ આપણા પુત્ર પરિવારને પણ સતાવે છે. અને જબરજસ્તીથી ચોંટી માયા લે છે. માટે આપણો કુળ ગોર એક છે તે આપણા લગ્ન કાર્ય પ્રસંગે ઘેર બેઠા શ્રાદ્ધ પીંડ એવા અનેક કર્મ દર વરસે કરાવે છે તો અનેક દેશાવરના ગોર સેવવા તે કરતાં ઘેર બેઠા એક કુળ ગોરને સેવવો સારો છે.

(૪) વેદ શાસ્ત્રમાં લખ્યું છે કે જાત્રાએ જવાથી કલ્યાણ થાય છે તે વાત ખરી છે પણ જાત્રા એટલે જાતે ભક્તિ ભાવ કરવાથી તરાય છે અને તેની પેઢીઓની પેઢીઓ તરે છે. વિચાર કરી જુઓ દરેક ભકતોએ તેમ નરસિંહ મહેતા તથા સરવણ ભગત જાત્રા ગયા એટલે માતા પીતાની પ્રેમ ભાવથી સેવા બજાવી ત્યારે તેના અડસઠ તીરથ પુરણ થયા અને ઇકોતેર તરી અને પ્રેમ ભાવે ભકિત કરશે તેની અનેક પેઢીઓનો ઊદ્ધાર થશે. ભકતોની કહેવત છે કે– પ્રેમને વશ થયા રાજી તેમાં શું કરે પંડીત ને કાજી. સૌને જેશ્રી કૃષ્ણ.

## ભજન ૧૫ મું.

સમજ્યા વીના નરનારી દુઃખી થાય છે રે,
તેથી મનુષ્ય અવતાર એળે જાય છે રે;
સણીયુ સુતર પવિત્ર કહેવાય છે રે,
દેશી પહેરે ખાવે ગાયે સુખ થાય છે રે—સમજ્યા વીના.
જીવ કોસીટામાં રેશમ જુવો થાય છે રે,
રેશમ કાઢે ત્યારે જીવ મરી જાય છે રે;
જમવા બેસે ત્યારે અબોટીયાં પેરાય છે રે,
પરદેશ પૈસા જાય ને પાપ ઉલટું થાય છે રે—સમજ્યા વીના.
ગુચ્છા ફેશીન નર નારીઓ ચાહ્ય છે રે,
ઇંગ્લીશ કટીંગ કરાવા સહુ જાય છે રે;
ખોટા ખરચા દહાડે દહાડે વધી જાય છે રે.
સમજી સુતર પહેરો ખરચા બચી જાય છે રે—સમજ્યા વીના.
સમજો ઉત્તમ મનુષ્ય અવતાર છે રે,
મોહમમતા પ્રપંચમાં હારી જાય છે રે,
સતના ઘરમાં હરિ ગુણ ગવાય છે રે,
**નિરલોભી** સંગે દેવ જેવા થાય છે રે—સમજ્યા વીના.



## ભાવાર્થ ભજન ૧૫માનો

(૧) હાલમાં કળીજુગમાં લોકો રેશમ પવિત્ર ગણે છે રેશમના અબોટીઆ વીગેરે કપડાં બને છે અને તે પહેરે છે અને રેશમ ઘણું જ વપરાય છે અન પૈસાના બમણા ખરચમાં મનુષ્ય ઉતરે છે.

(૨) પહેલાના વખતમાં ઘરડાઓ જાડા કપડાં અને ખાદી વીગેરે પહેરતા હતા તે વખતે રેશમ પહેરવામાં સમજતા નહિ હતા અને સંધ્યા સેવા વખતે સ્નાન કરી સણીયું, ધાબળાને પવિત્ર ગણી પહેરતા હતા. તે સર્વેને માહીતી છે, પણ મોહ અને રૂપમાં ફસાઇ રહ્યા છો, વીચાર કરીને જુઓ.

(૩) સેતુરના ઝાડના પાના કોસીટાના જીવ ખાય છે ત્યારે રેશમ

બને છે તેમ રેશમ કાઢતાં કોશીટા મૃત્યુ થાય છે તો આ વાત જાણીએ છીએ નજરે જોતાંજ રેશમ અપવિત્ર દેખાય છે.

(૪) ભાઈઓ મીત્રો આપણા પૈસા પરદેશમાં જાય છે અને પાપ આપણા ઉપર ઉલટું થાય છે જો રેશમ પહેરવું બંધ કરીએ તો કોશીટાના જીવ મૃત્યુ થતાં જરૂર બંધ થશે. અને આપના ધનનો બચાવ થશે અને પુન્યશાળી થશો અને જુઠ, અનિતીથી બચી જશો. અને પરમાત્માની ભકિત થશે અને મુકિત મેળવશો. સહેલામાં સહેલું પવીત્ર શણ અને સુતર છે બાકીતો મારા મનને બધુએ કહુતર છે તો મીત્રો ! વીચાર કરી જુઓ ને ધ્યાનમાં લો. અમલમાં મુકો અને પૈસાના ખરચથી બચો તોજ મુક્તી છે.

## ભજન ૧૬ મું

અદેખાંને દેખીને આઘા ખસીએરે,
સદા દુર્જન લોકોથી દૂર વસીએ રે,
મોટપણમાંથો ધીરે ધીરે ખસીએરે—અદેખાંને..
પોતે બળે સામાને જુઓ બાળતારે,
સારૂં નરસું નજરે નહિ ભાળતાંરે,
પોતે હાથે પોતાનું બગાડતાંરે—અદેખાંને,.
સ્વાર્થી પોતે બીજાને શીખાવતાંરે,
નરકે પડે સામાને નીચ પાડતાંરે,
એવા કુસંગે કદી નવ ફસીએરે—અદેખાને.
ઘરબાર છોડી બાવા નવ થઇએરે,
ફરતાં ફરતાં હરિના ગુણ ગઇએરે,
નિરલોભીનો સંગ કરી ફરીએરે—અદેખાંને.

# પ્રભુ સાથે લેહ લાગી છે.

## ભજન ૧૭ મું.

( રાગ ગરબીનો. )

તારો નેડો લાગ્યો મને, રાજા રણછોડ રે,
રાજા રણછોડ રે, રંગીલા રણછોડરે. તારો. ૧
અધમ ઓધારણ નામ તમારૂ, મહાતમ તેનું મોટું રે,
હરતાં ફરતાં તમને સમરૂં, બાકી સરવે ખોટું રે. તારો. ૨
**કાશી** દેખી દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝાં રે,
સતસંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝા રે. તારો. ૩
ભવસાગરમાં ડુબી પડયો છું, સગાં સંબંધી લુટે રે,
**ભક્તીદાસ** પર દયા કરો તો, ભવનાં બંધન છુટે રે. તારો. ૪

---

## ભાવાર્થ ભજન ૧૮ મા નો.

**પ્રશ્ન ૧૮ મો**—એક ભજનમાં એવું લખાણ આવે છે કે કુંભારના ત્યાં નીભાડામાંથી મંઝારીનાં બચ્ચાં બળતાં ઉગાર્યા. ?

તે વીષે દુનીઆમાં ગણુા જણાએ, કુંભાર માટલાં બનાવે છે; ને માટલામાં બીલાડીનાં બચ્ચા રહી ગએલા તે બચી ગયા એમ બતાવે છે. પણ અગ્નીમાંથી બચીજાય તે મારૂ મન ખાત્રી થતુ નથી, તો એનો અધ્યાતમ અરથ શુ હશે, તે જણાવવા કીરપા કરશોજી.

**ઉત્તર**—આ પ્રશ્ન સાંભળી મહાત્મા હસીને બોલ્યા, કે ભાઇ. આ દરેક ભજનો પૂર્વે થઇ ગએલા મહાત્માઓએ, આત્મજ્ઞાનમાં ગાયાં છે. પરંતુ હાલના સાધુ મહાત્માઓએ, માયાના આવરણને લીધે, અને કંઇક અજ્ઞાનને લીધે, આપણને શૃંગારમાં સમજાવી અવળે રસ્તે ચઢાવી દીધા છે, પરંતુ ભાઈ હું તેનો ખુલાસો આત્મજ્ઞાનમાં કહું છું. તે ધ્યાનમાં લ્યો કુંભારે નીભાડો સળગાવ્યો, અને માટલામાં મંઝારીનાં બચ્ચાં રહી ગયાં, આ ભજનમાં જેને ( કુંભાર ) કહે છે તેને બ્રહ્મા જાણવા, મંઝારી એટલે મન. નિભાડો એટલે સંસાર, આગ એટલે ચિન્તા, માટલું એટલે કાયાની અંદર, મન મંઝારીનાં બે બચ્ચાં તે. **સુરતા** અને **શબ્દ** આ બે બચ્ચાં કાયારૂપી માટલામાં, ચિન્તારૂપી નીભાડામાં બળી રહ્યાં છે. તે કયારે બચે. કે પરમાત્માની દ્દઢ, અને શ્રદ્ધાથી ભકતી કરે, અને જ્યારે તેની સુરતાને સાક્ષાત પ્રભુની ઝાંખી થાય, ત્યારે તે ચિન્તા રૂપી નીભાડો ઓલાય, અને બચ્ચાં બચી જાય, બચ્ચાં **નરસીંહ** મહેતાનાં, પ્રલ્હાદ**જીનાં**, મીરાંબાઈનાં, અનેક ભકતોનાં બચ્ચાં બચી ગયાં છે, કેમકે તેમણે પ્રેમ ભાવથી ને મીઠી મીઠી વાણીથી, એક શ્રદ્ધાથી નિસ્વાર્થપણે પ્રભુની ભક્તી કરી, તેથી પ્રભુએ તેમની સાચી ભક્તિથી પસન્ન થયા, અને સાક્ષાત રૂપધરી તેમની સુરતાને દર્શન દીધાં, તેથી તેમનો ચિન્તા રૂપી નિભાડો ઓલવાઇ ગયો, અને બચ્ચાં બચી ગયાં, અને ફરીથી જન્મ મરણ રૂપી ચોરાસીનો ફેરો ટળી ગયો, અને મોક્ષ થયો.

---

# મનજારીનો અને હુંડીનો ભાવાર્થ.

## ભજન ૧૮ મું.

સંત જનોને તમે, દુખ દો. બાનાને માટે
ભકતજનોને તમે, દુખ દો બાનાને માટે
કોણ જપે છે તારો, જાપ રે બાનાને માટે
બળતારે દવમાંથી, બચ્ચાં ઉગાર્યા વહાલા
ઉગાર્યા મન મંઝારી, બાળરે બાનાને માટે
બાઈ દ્રૌપદીની તમે, લજ્જાઓ રાખી વહાલા
નવસે નવાણું પુર્યાં, ચીરરે બાનાને માટે
મહેતા નરસૈયાની, હુંડી સીકારી વહાલા
તે તમે દવારકાના, નાથરે બાનાને માટે
બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા
જન્મો જન્મ તારી, દાસરે બાનાને માટે

---

પ્રશ્ન ૧૮ મો—નરસૈમહેતાની હુંડી પ્રભુએ સ્વીકારી, તે ભગવાન રૂપીયાની હુંડી શીકારતા હસે કે ? ના તે ભગવાન તો સુરતી સીક્કાનીહુંડી સ્વીકારી છે. ત્યારે સુરતી સીકકો તે કેવો હસે, અને તેની ટંકશાળ અને ચલણ કયાં હશે ? તેનું મને અધ્યાતમજ્ઞાનમાં કૃપાકરીને સમજાવો, અને તેના આડતીયા કોણ હશે, કેમકે ચાંદીના સીક્કા તો સંસારમાં ચાલે છે, અને તેના આડતીયા શ્રીમંત સદગ્રહસ્થો હોય છે. માટે ઉપરના યોગ્ય ખુલાશો જણાવવા કૃપા કરશો નરસીંહ મહેતાએ એક

ઠેકાણે લખ્યુ છે કે, મારૂં લખ્યું ગાય તે ઘણા ગોથા ખાય અને સમજીને ગાય તે વૈકુંઠ જાય;

**ઉત્તર**—પ્રભુના દરબારમાં કંઇ રૂપીયાંની આપ લે થતી નથી. ચાર વર્ણ તથા સાધુ સંતો પૈકીથી કોઈ જણ ચાંદીનો સીકકો મુકતીના રાજયમાં લઇ જવાતો નથી. અને ચાંદીનો સીકકો કોઇ લઇને આવતું પણ નથી. ખાલી હાથે આવ્યાને ખાલી હાથે જાય છે. ત્યાં કાંઇ રૂપીયાંનો સીકકો પડતો નથી પણ એતો આ જગતના વહેવારની લેવડ દેવડમાં રૂપીઆનો સીકકો ચાલે છે, અને તે રૂપીયાંની હુંડી, મોટા મોટા શહેરમાં ઘણાજ આડતીયા વસેલા છે. તેમના ઉપર હુંડીનું લખાણ પત્ર થાય છે. અને તે રૂપીયાંની હુંડી સ્વીકારે છે, પણ નરસૈઇ મહેતાની સુરતી સીકકાની હુંડી, લખી તે સ્વીકારી તે વાત ખરી છે. પણ એનો અર્થ એ એ છે કે, હુંડી એટલે અરજી, અને સુરતી સીકકો એટલે નેત્ર, સીકકો એટલે સ્વરૂપ, ભગવાન શેઠ થઈ ને આવ્યા, ને નરસિંહ મહેતાની સુરતાને ઝાંખી આપી, ત્યારે સુરતા ખુશી થયાં ત્યારે સીકરાયો, અને ચાર તીરથવાશી એટલે. ચાર વર્ણાશ્રમ, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ણવ, શુદ્ર, કાયારૂપી કાશી, અને ચાર રહેવાશી એટલે આખી દુનીયાં ખુશી થઇ. કે નરસૈયાને ભગવાનની ઝાંખી થઈ અને નરસીહ મહેતાની સુરતી સીકકાની હુંડી સીકરાઇને જન્મ મરણનો ચોરાશીનો ફેરો ટળી ગયો; આ પ્રશ્નનો આત્મજ્ઞાનનો આ ખુલાસો છે.

# ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો.

## ભજન ૧૯ મું.

આવો આવો, સકળ બ્રીજ નારી રે,
મારા ઘરમાં, ઘેર્યા છે ગીરધારી રે. ૧
જેને જોઇએ, તેને કાનજી બતાવું રે,
હરીને હેતે, પ્રીતેથી નચાવું રે. ૨
વેણુ વાતાં, ઘણાં ને ગીત ગાતા રે,
મારૂં માખણ, ખઇને થયા માતા રે. ૩
ટચલી આંગળીએ, ગોવરધન તોર્યો રે,
મોહ મારીને, કંસરાય રોર્યો રે. ૪
નાથ નાનાને, કાયા છે મોટી રે,
મારી વાતો, રણછોડજીને ગોઠી રે. ૫
વાલા દહાડી, દહાડી દર્શન દેજો રે,
**ભક્તિદાસના** રૂદીયામાં રહેજો રે. ૬

---

## ભાવાર્થ ભજન ૧૯ મા નો.

**પ્રશ્ન ૧૯ નો**-ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો. તેવું મારા વાંચવા તથા સાંભળવામાં આવ્યું. એટલે તે વિષે ખાત્રી કરવા હું ગોવર્ધન પર્વત પર જઈ આવ્યો. ને તપાસીને જોયું પણ તે તો સાત ગાઉમાં જમીન ઉપર પડેલો દેખાયો. પણ કાંઇ અદ્ધર તોળેલો દેખાયો નહિ. આ વિષે કાંઈ ભેદ હોવો જોઇએ, કેમકે સંત મહાત્માઓનું લખાણ કાંઈ ખોટું હોય નહિ, માટે તે વિષે સત્ય શું હશે, તે આપ કૃપા કરીને જણાવશોજી.

**ઉત્તર**—પાંચ આંગળીઓમાં, ટચલી આંગળી નાની છે. તેવીજ રીતે સીદ્ધાંન્ત એ છે. કે પાંચ તત્ત્વનું પુતળું છે. તેમાં આત્મારાંમ નાનામાં નાના છે. અને કાયાગઢ ગણોજ મોટો છે. તે ગઢની અંદર નાના આત્મારાંમ રહેલો છે. ત્યાં સુધી એ કાયાગઢ અદ્ધર છે. અને ફરે હરે છે. ને સાતમે માર ચઢી જાય છે. પણ જ્યારે એ કાયાગઢમાંથી આત્મારાંમ નાનો અને સુક્ષ્મ નીકળી જાય છે. ત્યારે તે ગઢને ચાર જણા ઉચકનાર જોઇએ છે. વાસ્તે ગઢનો અર્થ કાયા, અને ટચલી આંગળીનો અર્થ આત્મારાંમ છે. એ આત્મજ્ઞાનનો ખુલાસો છે.

## જન્માષ્ટમીનું કીર્તન.

### ભજન ૨૦ મું.

આજ સખીરે હુંતો, આનંદ પામી,
પ્રગટયા શ્રી અંતરજામી રે, ચાલો જોવાને જઇએ,
ચીરના ચંદરવાને, હીરની રે દોરી
એ સુખ પામે, રાધા ગોરી રે. ચાલો જોવાને. ૧
સોનાનું પારણું ને, રેશમની દોરી,
ઝુલાવે જશોદા, ગોરી રે. ચાલો જોવાને. ૨
ફુલની રે વાડીને, ફુલની રે ઝારી,
ફુલી ફરે છે વ્રજનારી રે. ચાલો જોવાને. ૩
અબીલ ગુલાલ, ઉડાડે છે ગોપી,
કંઠડામાં ફુલ, માળા રોપી રે. ચાલો જોવાને. ૪
મોર મુગટ શીર, છત્ર બીરાજે,
કાનુડો મોરલી, બજાવે રે. ચાલો જોવાને. ૫

**નરસૈમ્હેતાનોરે**, સ્વામી શામળીઓ,
ડાકોરમાં છેલ, છબીલો રે. ચાલો જોવાને. ૬

---

## ભાવાર્થ ભજન ૨૦ મા નો.

**પ્રશ્ન ૨૦ નો**—જન્માષ્ટમી દરવર્ષે ચતુરમાસમાં, શ્રાવણ વદી ૮ ની આવે છે. ને નોમના દિવસે બાળલીલા થાય છે. અને પારણામાં લાલજીને દરવર્ષે ઝુલાવે છે, ને લીલા બતાવે છે. અને વેદ શાસ્ત્રમાં લખાણ એવું છે કે જેઠ વદી ૨ જલ જાત્રા, અસાડ સુદી ૨ રથ જાત્રા આવે છે અને અસાડ સુદ અગીયારસે દેવ પાતાળમાં પોઢે છે. અને બળીરાજા પાસે જાય છે, અને શ્રાવણ માસમાં કૃષ્ણ પક્ષમાં જન્મ થાય છે. અને કારતક સુદ ૧૧ ને દિવસે દેવ ઉઠે છે, આ પ્રશ્ન વિષે મને બહુજ સંશય થાય છે. માટે તેનો આત્મજ્ઞાનનો ખુલાસો શું હશે. તેમને કૃપા કરીને જણાવશો ને મારૂ મન સંતોસ કરશોજી.

**ઉત્તરઃ**—ભગવાનનો જન્મ કાંઈ દરવર્ષે શ્રાવણ માસમાં થતો નથી. પણ દરવર્ષે શ્રાવણ માસમાં બાળ લીલા થાય છે. તે તમો નજરો નજર જુઓ છો. બાળ લીલા એટલે અજ્ઞાન લીલા, બધી સ્વાર્થી તથા પૈસાની લીલા છે.

મનુષ્ય દેહ જ્યારે, પુરણ ભક્તિવાન થાય છે. અને સમજણના ઘરમાં **મન** આવે છે. ત્યારે કૃષ્ણ પક્ષમાં તે જાય છે. અને પ્રભુ સાથે લેહ લગાડે છે. ત્યારેજ ભગવાનને ભ-ક્તોના કાર્ય, સીદ્ધ કરવા અને દર્શન આપવા, જન્મ ધારણ

કરવો પડે છે, અનેક ભકતોને માટે ભગવાનનેઆવવું પડયું છે. અને કામ પુરણ કર્યાં છે. જેવાં કે "**નરસીંહ મહેતાને,** ત્યાં અનેક રૂપે કાર્ય પ્રસગેં આવ્યા દરસન આપ્યા" તેવીજ રીતે ભકતોના કામ પૂર્ણ કરવાને, અનેક વેષ ધારી આવ્યા છે, અને ભવિષ્યને માટે પણ, સાચા ભકતોનાં કામ કરવા જરૂર આવશે, તેમાં જરાપણ શંકા નથી. વેદ શાસ્રમાં ચતુર માસની લીલા વર્ણવેલી છે. તેનો ખુલાસો એ છે કે, અસાડ સુદ અગીયારસને દીવસે, અન્નદેવને ખેડુત લોકો. પાતાળમાં એટલે ( જમીનમાં ) પોઢાડી દે છે, અને તે દાણા બળી રાજા પાસે, જઇને બળીને ભસ્મ થઈ જાય છે, અનેત્યાર પછી શ્રાવણ મહીનામાં, અન્નદેવનો જન્મ થાય છે. એટલે ડુંડાં કંટીઓ સીંગ વીગેરે આવે છે. ને બહાર આપણને દર્શન આપે છે, ત્યાર બાદ માણેકઠારી આવે છે. અને સર્વ મનુષ્યનાં મન ઠરી જાય છે, અને સુકાળ થયો અને દેવ પ્રસન્ન થયા એવો નિશ્ચય થાય છે, અને દેવોને પૌંવા ધરાવે છે. અને પછી કારતક મહીનામાં અણકોટ થાય છે. તે તમામ અન્નદેવ ભગવાનને ધરાવે છે. ત્યારબાદ કારતક સુદ ૧૧ ને દિવસે અન્નદેવ ઉઠે છે. અને સુરતા કન્યા અન્નદેવને જોઇને ઘણી ખુશી થાય છે, ત્યાર પછી અન્નદેવ ખેતરમાંથી ઉઠીને ઘેર આવે છે, પ્રથમ ખેડુતના ઘરમાં આવે છે. ત્યારબાદ વેપારી, નોકરીયાટ, રાજદરબાર, વીગેરે બધે પસાર થાય છે, અને ઉનાળો, શિયાળો, બાળ બચ્ચાં. સૌ ખાય છે. અને આનંદ કરે છે. અને પાછા બીજો ચતુરમાસ આવે છે. કે અન્નદેવ પાછા પાતાળમાં પોઢી જાય છે. આવી અન્નદેવની લીલા દર વર્ષે ચતુર માસમાં થાય છે.

## સાખી.

અસાડે અન્ન દેવને, પાતાળમાં ખેડુતો પોઢાડતા;
અને શ્રાવણે અન્ય દેવના, જન્મ તથા દર્શન થાય;
કારતકે અન્ન દેવ ઉઠી, ઘેર આવતા,
શિયાળો ઉનાળો, **બાળ બચ્ચાં** ખાય.

## સાખી.

અન્નદેવ મોટા જગતમાં, ચોમાસામાં જળથી પેંદા થાય.
અન્ન ખાઇને સર્વે જીવ જીવતા. એમાં હરિ વિના ગોથાં સૌ ખાય;

---

## ભજન ૨૧ મું.

[ શ્રાવણ માસ કૃષ્ણ પક્ષ જન્માષ્ટમી વીસે અર્થ ખુલાસો ]

સોનાના મોરરે, સોનાના મોર, પ્રેમને પારણે સોનાના મોર
ટહુકા મારે છે મારાં, મનનોરે મોર. ટેક.
પ્રેમનું પારણું ને, વચનની દોરી,
જ્ઞાનના ઘોડીએ નંદ કીસોર. પ્રેમને પારણે સો. મોર.
શ્રાવણે સમજો તો, કૃષ્ણ પક્ષમાં,
મીતી આઠમ ઉપર, નામનેરે જોડ. પ્રેમને
ફુલના હારને, ફુલનારે ગજરા,
બાંહયે બાજુ બંધ, બેરખાંની જોડ. પ્રેમને
મોર મુગટ ઓર, પીતાંબર સોહે,
વાગે છે મુખ, મોરલી ઘમઘોર. પ્રેમને
નંદકીશોરને, પ્રીતે ઝુંલાવીએ,
પ્રેમે ચખાડીએ, મીઠડારે બોલ. પ્રેમને
મન મંદીરમાં ને, ચીત ચરણમાં,

ઝુલે છે મારો, નંદકીશોર. પ્રેમને
પટેલ ભુવનમાંને, પ્રેપ મંદીરમાં,
પ્રગટ થઇને એ તો, બોલે છે બોલ પ્રેમને
**લક્ષ્મીરેદાસ** ગાઈ, પ્રીતે કરીને
નવસો નવાણું ગોપી, કરે છે સોર. પ્રેમને

---

## ભજન ૨૨ મું.

# એકાદસીનું કીર્તન.

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વ્રત કરવું છે, મારે ધ્યાન પ્રભુજીનું ધરવું છે,
મારે વૈકુંઠ જઇને ઠરવું છે. ધન્ય એકાદશી ટેક.
આવી બાર માસ કરે એકાવરતિ, તેના અંતરમાં વશે અવીનાશી,
નહી કરશે તે જાય હાથ ઘસી. ધન્ય એકાદશી. ૧
મારે ગંગા ઘાટે જાવું છે, મારે જુમના જળમાં ન્હાવું છે,
મારે ભવસાગર તરી જાવું છે. ધન્ય એકાદશી. ૨
જેને એકાદશીના વ્રત કીધા છે, તેને પાંચ પદારથ સીધા છે,
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે. ધન્ય એકાદશી. ૩
અંબરીષે એ વ્રત કીધાં છે, દંડ દુર્વાસાને દીધા છે,
રસ **કલ્યાણરાયે** પીધા છે. ધન્ય એકાદશી. ૪

---

## ભાવાર્થ ભજન ૨૨ મા નો.

**પ્રશ્ન** —દર પખવાડીએ અગીયારસ આવે છે. અગીયારસને દિવસે અપવાસ કરે છે. ને ફળ, ફળાદી, સીંગોડાં

રાજગરો, ખાઈને દિવસ ગાળે છે, અગીયારસ કરે તો વૈકુંઠ જાય છે. એવું વેદ શાસ્રનું લખાણ સાંભળી દેખાદેખી કોઈ શિવ અગીયારસ કરે છે, ને કોઈ વૈષ્ણવ અગીયારસ કરે છે. પણ પંદર દિવસે અગીયારસ એકજ આવે છે તે કરીને વૈકુંઠ જાય તેવુ મારૂં મન માનતું નથી, તેમ કોઈ ગયું હોય તેનો કાંઈ પુરાવો નથી, માટે તે વિષે સત્ય ખુલાસો, કરીને, મારા મનની સંકાનું સમાધાન કરવા કૃપા કરશો.

**ઉત્તર**—આ જગતમાં શીવ અગીયારસ, ને વૈષ્ણવ અગીયારસ બે જુદી જુદી માને છે. તે કેવળ અજ્ઞાનતાજ છે. આમ કરવાથી અરસપરસ ધર્મમાં વિરૂદ્ધતા ઉત્પન્ન થાય છે, અગીયારસ દર પખવાડીએ એકજ આવે છે અને એનો અર્થ કોઇક જ્ઞાની વીરપુરૂષજ ભાગ્યેજ જાણે છે, માટે દુનીયા ગાડરીયા પ્રવાહ જેવી છે. માટે કોઇનો દોષ દેવા જેવું નથી, ભૂખ્યા રહેવાથી ને ફરાળ કરવાથી વૈકુંઠ જવાતું નથી, ને ભગવાન મળતા નથી, ને મોક્ષ થતો નથી. પણ વરસના દિવસ ત્રણસોને સાઈઠ આવે છે, તે ત્રણસોને સાઈઠ દિવસ એકજ ધર્મ શ્રદ્ધાથી, એકવર્તિ મનને નિસ્સેથી, ભાવ પ્રેમે, હરતાં ફરતાં ધંધો, ઘરકામ વીગેરે કરતાં, જુમનાજી જેવી પવિત્ર, વાણીથી, પ્રભુ ભાવથી, ભકિતના ગુણગવાય, તેજ અપવાસને વરત નવસો નવ્વાનું નાડીયો, એક મતે ભકિતની ધુનમાં, આનંદ અનુભવી રહે, ત્યારેજ સાચી એકાદશી થાય, તો વૈકુંઠ જવાય, ને પ્રભુનાં સાક્ષાત દર્શન થાય, ત્યારેજ મોક્ષ મળે...

[ આ આધ્યાતમ ખુલાસો છે ]

## સાખી.

ચાર વેદ ચાર વરણુ છે, બ્રાહ્મણુ જાતી ઉંચ.
બ્રહ્મજ્ઞાન જાણ્યા વીના, કોણુ ઉંચ કોણુ નીચ.
જાતીઅભીમાન ના કરો હરીને ઘેર સૌ એક
નીર વરતી બ્રહ્મ રૂપ હે, તરી ગયા ભકત અનેક
ભકિત કુલ ઉત્તમ છે, પ્રેમ ભાવથી મીલ
રૂષિ લખાયા જગતમાં, વાલ્મીક જાતે ભીલ.

## ભજન ૨૩ મું.

( રાગ ઉત્તમ વ્રત એકાદશી સાહેલી ) ટેક.

( અર્થ ખુલાસો )

જગતમાં વ્રત તો એક છે, સાહેલીરે
આ છે મારે અપવાસ. હરિના ગુણ ગાઇએ સાહેલીરે
હરતાં ને ફરતાં, ધંધો કરતાં, સાહેલીરે
સંતોસે નિશાદિન ખાઇ. હરિના ગુણ.
નવસો નવ્વાણું ગોપી, ટોળે મળી, સાહેલીરે
મનડાને હરખ ન માય. હરિના ગુણ.
હરિ ભજનમાં, બોલતા સાહેલીરે
લજ્જાઓ મેલી હવે દુર. હરિના ગુણ.
નવે દુવાર, રળીઆમણા, સાહેલીરે
વૈષ્ણવ બોલે મીઠા બોલ. હરિના ગુણ.
સુરતા ને મંછા હીંડે, હરખતી, સાહેલીરે
ત્યારે મોટી, એકાદશી થાય, હરિના ગુણ.
સાચારે શબ્દ, બોલી રહયા, સાહેલીરે
મંન વાણીના વરશે મેઘ. હરિના ગુણ.

સમજા વીના શબ્દ, બધા એળે ગયા, સાહેલીરે
જ્ઞાને ભકિત આવી, મારે હાથ. હરિના ગુણ.
પવિત્ર વાણી રોજ બોલતા, સાહેલીરે
ત્યારે છુટયો, પરવર્તીનો સાથ. હરિના ગુણ.
વૃજના વાસી, સામા મલ્યા, સાહેલીરે
થઈ હવે, મનને લ્હેર. હરિના ગુણ.
આવી બાર માસ, વરતી કરે, સાહેલીરે
સંસારમા રહેજે, તરી જાય. હરિના ગુણ.
આવી એકાદશી, જે કરે, સાહેલીરે
સમજે તો વૈકુંઠ જાય. હરિના ગુણ.
પૂર્વેની પ્રીતો, કરતાં, સાહેલીરે
જનમ મરણ, ટળી જાય. હરિના ગુણ.
**લક્ષ્મીરદાસની**, વિનતી, સાહેલીરે
પ્રેમે પ્રભુ, વસ થાય. હરિના ગુણ.

---

## ભજન ૨૪ મું.

તમે મળવાતે ના આવ્યા શા માટે, તમે છોરે જનમના ચોર.
મળવા આવો, સુંદીર વર શામળીઆ. ટેક.
તમે આહીરડામાં ઉછર્યા, માગીને પીતા છાશ. મળવા. ૧
તમે કાળી કાંબળીઓ ઓઢતા, તમે ભરવાડના ભાણેજ. મ. ૨
તમે જુમનાના આરા રોકતા, તમે ખોબલે ઉડાડયાં નીર. મ. ૩
તમે ગોકુળ ગાયો ચારતા, સવરીનાં ખાધાં બોર. મળવા. ૪
વા વા'યા ને વાદળ ઉલટયાં, ગોકુળમાં ટઉકયા મોર. મ. ૫
**મહેતાનરસૈના** સ્વામી શામળા, મને વ્હાલે રમાડયાં રાસ. મ. ૬

## ભાવાર્થ ૨૪ મા નો.

**પ્રશ્ન ૨૪ નો**—તમે સવરીનાં ખાધાં બોર, તે વિષે જગતમાં એવું વાતાવરણ ચાલે છે. કે સવરીબાઈ ઝાડ ઉપ-રથી ખોળામાં બોર તોડી લાવી, તે પોતે ચાખી જોતી હતી. અને તે એઠાં બોર ભગવાન ખાવા આવ્યા હતા. એવી લોક વાયકા અને વૈશ્નવ ધર્મ ગુરૂઓની એવી વાયકા ચાલે છે. પણ તે વિષે મારૂં મન માનતું નથી, કારણકે દેવ તો અજર અમર છે. તે તો ખાતાએ નથી, અને પીતાએ નથી, તેમ સુતા પણ નથી, પણ મનુષ્ય દેહી રૂપી બોર ફળ વીગેરે ખાય છે, અને ભગવાનતો સર્વેના ભાવના ભુખ્યા છે એવું ભકિત ભાવમાં જણાવે છે, તો એનો અર્થ જણાવવા કૃપા કરશો.

**ઉત્તર**—ભગવાન ખરેખર ભાવના ભુખ્યા છે. પણ તે ભાવ બજારમાં મળતો નથી. પણ એતો જે સાચા ભાવથી ખરી ભકિત કરે છે. તેમજ પુરણ જ્ઞાન થાય છે, ત્યારેજ તેના બોલમાં ભાવ અને મીઠાશ આવે છે, ત્યારેજ ભકિત કરી કહેવાય છે. અને તે પોતે સવરીબાઇ કહેવાયા તેવી સવરીબાઇના મીઠા બોલથી ભગવાન પ્રસન્ન થાય ત્યારેજ તેવા ભકતના જન્મ મરણના ફેરા મટી જાય છે. માટે દરેક હરિ જનોએ મન વાણી અને કાયાએ કરીને, અંતરના શુદ્ધ પ્રેમ ભાવથી, મીઠા બોલથી પ્રભુને પોકારશો તો જરૂર મારો વાલો શ્રી રણછોડરાય તેની પાસે દોડતો આવે, અને તેના સુરતાને દર્શન દેશે, અને તેજ આ જગતમાં તરસે, અને અસાર સંસા-રમાં માતાના ગર્ભવાસ દ્વારા, પૂનઃ જન્મ લેવો નહિ પડે, બોરાંનો અધ્યાત્મ અર્થ તો (બોળ) છે.

---

## ભજન ૨૫ મું.

( રાગ—ગરબીનો. )

શું કર્યું ગીતા ગાઈને રે, તે શું કર્યું ગીતા ગાઇને. (ટક)
પોથી વાંચીને પરમારથ ન કીધો, પોતે રહ્યો છે સ્વારથ સ્હાઇને રે. શું
પરને પરમોદ્દેને આપ ન શોધ્યો, ધીક પડી પંડિતાઇને રે. શું.
ભાગવત ભાખે હેત રૂદિયે ન રાખે, ધનને કાજે મુઓ ધાઇને રે. શું.
જેમ ભુજંગને માથે મણિ છે, તેને તેજે જીવે જીવ ખાઇને રે. શું.
ભણ્યો ખરો પણ ભેદ ન જાણ્યો, કુટુંબ પોષ્યું કમાઇને રે. શું.
મન મેલું તેને માંજી શકયો નહી, ટાળ્યાં નહિ કર્મ કસાઈને રે. શું.
કહે પ્રીતમ પોતાને ડહાપણે, હરિ હીરો હાથેથી ગમાઈને રે. શું.

---

## સાખી.

બોડાણાની બોલીએ, સવરીબાઇના બોલ,
વાલ સવાયે તુલાઈયા, જય જય શ્રી રણછોડ.
ત્રણ રતીનો વાલ છે, બ્રહ્મા વીષ્ણુ મહેશ,
જ્ઞાને સવાયો થાય તે આતમરામ ઓળખસે
સંત બડા પરમારથી, દાણુ આપે, બ્રમ જ્ઞાન,
પુત્રનો એહી ધર્મ હે, માત પીતા ગુરૂ માન.
પોતાંનું રૂપ નીરખતાં, જન્મ મરણ મટી જાય,
અંજાણ અંધકાર છે, ખાવે જમનો માર.
સંત તો સાચા ચાહીએ, ભકિતમાં લવલીન.
ખાવે ગાવે હરિ કીરતન, મોહ માયા સે ભીંન.
પોતે ગુરૂ ઓળખ્યા નહી, ચેલો કોનો થાય,
તે જન તો નુગરો ફરે, મુકિત કદી ના પાય.

# માખણનો થાળ. ગોપલીલા.

## ભજન ૨૬ મું.

ગોકુળમાં વસે ગૌપાળજી—હાંરે એતો ગાયોનો ગોવાલજો.
નવસો નવાણું ટોળે મલી—હાંરે થયો મૈડા કેરો ભાવજો.
ગોપી ગયા રે મહી વેચવા—હાંરે સુના દીઠા મંદીરજો
સાંકળ ઉગાડી રે શામળે—હાંરે પેઠા મંદીરયા માંયજો.
આડુ અવળુ રે જુવે કાળીઓ—હાંરે સીકે મહીડા કેરા માટજો
તાકીને મારીરે વાંસલી—હાંરે ચાલી મહીડા કેરી ધારજો.
દોણી તળેરે મોઢું ધર્યું—હાંરે વેગે પીવે ગૌપાળજો
મહી પીવો રે મારા સાથીયા—હાંરે કેવા મીઠડા ગોરસજો
એટલે આવીરે ભરવાડેણો—હાંરે મારા મહીડાનો ચોરજો
એક કહે રે એને ઝાલીએ—હાંરે બીજી લાવી છે દોરજો
તીજીએ ત્રીકમને બાંધીયા—હાંરે ચોથી ચુટે છે ગાલ જો
મોહને મનથી વીચાર્યું—હાંરે તોડયો હૈયા કેરો હારજો
મોતી વેરાયા રે ચોકમાં—હાંરે ખાલી દીસે છે ડોકજો
ગોપી બેઠા રે મોતી વીણવા—હાંરે ત્યાંથી કાળીએ મુકી દોટજો
આઘા રહી ને કુટે કાખલી—હાંરે કેવો ફાવ્યો છે દાવજો
નિર્લોભીનો સ્વામીરે શામળો—હાંરે રેજો અંતરની માંયજો

શ્રીમન નારાયણ નારાયણ નારાયણ

હરીનું ભજન કરો તો ભવ પારાયણ

## બીજો ભાગ સમાપ્ત.

જય શ્રી કૃષ્ણ જય શ્રી કૃષ્ણ

# નૌધા ભકિત પ્રેમરસ



પ્રશ્ન અને ઉત્તર

ભજનનો ભાવાર્થ આત્મજ્ઞાન સાર



ભાગ ૩ જો.



રોજ ભકિતનો લાવો લીજીયે
કાલ કોને દીઠી છે.



ભજન ૨૭ મું.

રાગ—ધોળ.

( આજ સખી હું તો આનંદ પામી )

આવો હરીજન, ભજન કરીયે
ઘરની માંહે તો, બેસી નવ રહીએ

હરતા ફરતા પેટ, પુંજાવો કરીએ
બાળ બચ્ચાંઓને, ચેનરે દઇએ—આવો હરીજન.

હરકોઇ બંધુને, જેસીકૃષ્ણ કહીએ
સાંજ પડે તો, ભજન મારે જઇએ
સામા મળે તેને, સાથેરે લઇએ
ભેગા બેસી રાય, રણછોડ ગઇએ—આવો હરીજન.

ગર કુકડલા તો, ઘરમારે બોલે
કેંફી જણો તો, કેફમાં ડોલે
નરકે પડે તેને, ઝાઝું શું કહીએ
પ્રેમ કરી હરીવરને રે વરીએ—આવો હરીજન.

ઘરનો ધંધો રોજ, કરતારે જઇએ
સંસાર છોડીને, બાવા નવ થઇએ
ભુખ્યા અભીયાગતને, ભોજણ દઈએ
પોતાનું ઘર, સંભારીને રહીએ—આવો હરીજન.

પોતે પોતાનું રૂપ, નીરખીને લઇએ
કયાંથી આવ્યા, હવે કયાં જઇને રહીએ
ઠામ ઠેકાણું, નીસ્ચે કરી લઈએ
કહે લક્ષ્મીદાસ, સંસારમાં તરીએ—આવો હરીજન.

## સાખી

વાણી વચનનું પુછડું, ભકિત હરીને ગાય
સત વચન મન પકડેતો, જાઇ વૈકુંઠ મુકતી થાઇ

# ભજન ૨૮ મું.

હું નહી જવું રે, ગાવલડી ચારવાને જશોદા માતા.
તમે શું કહો છો, ગોવાળીઆતો સોર કરે છે ઝાઝા.
મને સવારના પહોરમાં નવરાવે, મને ઠંડી રોટી ખવરાવે,
પછી ગાયોની પાછળ દોડાવે. હું નહી જાવું રે. ટેક.
મહાવનમાં વાઘ વરૂ રે છે, તે દેખીને તન મારૂં ધ્રુજે છે;
મા મોકલીને કેમ ઉંઘે છે. હું નહી જાવું રે. ૧
મા જમનાજળ ભરપુર વહે છે, મને ગોવાળીઆ મેણાં દે છે;
મને કાળીયો કાળીયો સૌ કે છે. હું નહી જાઉંરે ૨
દાસ **પ્રીતમનો** સુણજો દાવો, રસ પીઓને પુરણ પાવો,
તમે હરી ભજીને લ્યો લ્હાવો. હું નહી જાવું રે. ૩

## સાખી.

મનનો ગુરૂ જ્યારે મળે, ત્યારે બેડો પાર.
ત્યાં સુધી જીવ ભમતો ફરે, લક્ષ ચોરાશી વાર.
બની બનાઈ બન રહી, વાણીથી નામ ગવાય.
અજ્ઞાની અથડાય છે, ચાર દિશાની માંય.
કરતા હરતા શ્રી હરી, ચેતન સુખી સરદાર,
કેહે **લક્ષ્મીદાસ** મુકતી થાય છે, ભજલે રણછોડ રાય.

# ગર્ભવાસના વચનનું ભાન.



## ભજન ૨૯ મું.

રાગ—ધોળ.

( મારૂં સરજન દેખીને વેવાઇ ખી ગયા. )

ઉંગ કેમ આવે છે અભાગીયા, જાગ જાગ થવા બેહુ જાનરે.
ભજ રામને. ટેક.

ગર્ભ વચન આપ્યું તે ભુલી ગયો, મોહ્યો માયાની જાળ તે તું
મેલરે; ભજ રામને. ૧

**સંસાર** સુખીયો ખરોરે નીશ્ચે માનજો, લોભ લાલચને છોડીદે
અભાગીયારે; ભજ રામને. ૨

માથે કારાં ફીટીને ધોરાં આવીયાં. તોયે હજીયે ના આવી તને
લાજરે: ભજ રામને. ૩

માથે ફોજો આવે છે કપરી કાળની, તને ઘેરી લેશેરે ચાર
પાસથીરે; ભજ રામને. ૪

**શંકર કે છે પાર્વતી** નુગરી ચેતને, રાખ્ય **રણુછોડ**
ચરણુમાં તું ચીતરે; ભજ રામને. ૫

---

### સાખી.

બોડાણુાની બોલીએ, સવરીબાઇના બોલ,
વાલ સવાયે તુલાઈયા, જય જય શ્રી રણુછોડ.
ત્રણુ રતીનો વાલ છે, બ્રહ્મા વીષ્ણુ મહેશ,
જ્ઞાને સવાયો થાય છે, આતમરામ ઓળખેસ,

# ભજન ૩૦ મું.

શ્રી નાથ તમે તુલસીના પત્રે તુલાયા,
હાંરે એવા ગુણ તો ગોવીંદના ગવાયા. ટેક.
બોડાણાએ બહુ ભાવ કરી સેવ્યા ત્યારે, બોલડીએ બંધાયા;
કૃપા કરીને પ્રભુજી પધાર્યા, ડાકોરમાં હરસાયા. શ્રીનાથ ૧
ગુગરી વાંસે ગોતવાને આવ્યા ત્યારે, અધવચે અટકાવ્યા,
વાવડીમાં વ્હાલોજી આપ બીરાજ્યા,સાન કરીને સંતાયા શ્રીનાથ ૨
હીમ બરાબર મુલ કરીને, વાલ સવામાં તુલાયા,
બ્રાહ્મણને ભુલાપણ આપ્યું,ભકતીના વચને વેચાયા. શ્રીનાથ ૩
ગુજરાત મધ્યે રચી દુવારકાં, વેદ પુરાણે વંચાયા;
સતગુરૂ શરણે ગાય વ્હાલો **લાખો**,જગત બધીમાં જણાયા શ્રીનાથ ૪

---

## ભાવાર્થ ભજન ૩૦ નો

**પ્રશ્ન**—હિંમ બરાબર મુલ કરીને વાલ સવામાં તુલાયા. બ્રાહ્મણને ભુલા પણ આપ્યું. અને બોડાણાના વચને વેચાણા. ધન ધન ગંગાબાઈની વાળી, સવા વાલ થયા વનમાળી, આ ભજનમાં લખ્યું છે કે, નાકની સવા વાલની વારીએ, ભગવાન તુલાયા, વેદ શાસ્ત્રમાં લખાણ સાચું હશે. પણ નાકની વારીએ ભગવાન તોલાય, એમ મારા મનની ખાત્રી થતી નથી. તો તે મારા મનને ખાત્રી થાય તેમ ખુલાસો સાનતી વળે એવો, અધ્યાતમજ્ઞાન જણાવા કીરપા કરસોજી.

**ઉત્તર**—ત્રણ રતીનો એક વાલ થાય છે. તે તમો જાણો છો કે, ત્રણ ચણોઠીયો મુકી તોલાય છે, તેને આખી દુનીયાં વાલ માને છે. પણ તેમ નથી. ત્રણ રતી એટલે **બ્રહ્મા વિષ્ણુ, માહેશ્વર, વાલ એટલે વાણી,** જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું, તેની વાણી રૂવાઈ થાય તે વારે ભગવાન આવે છે. **રણછોડરાય**ની રાશી 'તુલા' એટલે 'તુલાયા' નોઅર્થ રણછોડરાય દ્વારકાથી ડાકોર પધાર્યા, અને બોડાણાની બોલીએ બંધાયા, ગંગા, એટલે જ્ઞાન, વાળી. એટલે વાણી. ખરો અર્થ એવો છે કે. નાકની વારીએ કાઇ ભગવાન તોલાતા નથી. જો તોલાતા હોય તો. આ જગતમાં નાકની વાળીયો ઘણી છે. પણ વાલનો ખરો અર્થ જ્ઞાન રૂપી વાણીજ છે, જ્યારે જ્ઞાનરૂપી સવાઇ વાણી થાય, ત્યારેજ મારો વાલો તેની વારે ધાય અને તેની સુરતાને દર્શન થાય. એટલે તેની વાણીએ બંધાય અને તેના અનેક કામો કરે, તે પોતે તરે ને તેની ઇકોતેર પેઢી તરે તે, નકકી માનજો માટે મોહ માયા મમતા તજી સાદુ જીવન ગાંળવું, અને શુદ્ધ અંતઃકરણથી પ્રભુની ભકિત કરીશું. ને જ્ઞાન પ્રાપ્ત કરી મીઠા બોલથી પ્રભુને પ્રસન્ન કરી શું, તો આપનાં પણ જરૂર કામ કરશે અને મુકિત થશે.



# પ્રપંચ અનીતી જુઠ છોડયું. ભકિતમા મન જોડયું.

## ભજન ૩૧ મું.

છોડયું છે કુટુંબ અમારૂં રે, તમારે સારૂં,
સંસાર સાગર, મહાજળ ભરીયો વા'લા,
તન ને મન થયું ન્યારૂં રે, તમારે સારૂં. છોડયું છે ટેક.
ખાવું ને પીવું અમને, હસવું ને રમવું વા'લા,
તે તો લાગે છે મને ખારૂં રે, તમારે સારૂં છોડયું છે ૧
કથા ને કીરતન અમને, સંતોની સેવા વા'લા,
તે તો લાગે છે મને પ્યારૂં રે, તમારે સારૂં. છોડયું છે. ૨
વેદ જોયાને મેંતો, કીતાબો જોયા વા'લા,
સરવે જોયું છે નીહાળી રે, તમારે સારૂં. છોડયું છે. ૩
ભેદમાં જડીયાને, નૌવધાથી મળીયા વા'લા,
બાકી તો બીજા અથડાયા રે, તમારે સારૂં. છોડયું છે. ૪
**લક્ષ્મીરેદાસ** કહે, રણછોડના ગુણ વા'લા,
ડાકોર ધામ મારે જાવું રે, તમારે સારૂં. છોડયું છે. ૫

## ભજન ૩૨ મું.

( રામાયણમાં પંચવટીમાં રામ છુપાયા તે વિષે ખુલાશો )
( કૃષ્ણ કેમ લાગી વનમાં વાર, )એ રાગ.

મળ્યા પુર્વે સ્નેહી, નંદલાલ રે, પ્રેમે રે બાધી પ્રીતડી.
મળ્યા હરખ, ભાવે શીતારામ રે. પ્રેમે, ૧

જીરે કાયા તે ગઢના રે ગાટમાં,
ત્યાં છે મન રાજા જનકની મઢી રે. પ્રેમે. ૩
અહંકાર રાવણ સીતાને હરી ગયો,
સુરતા સીતા છે. વનવાણી માહ્ય રે. પ્રેમે. ૩
જીરે રામ, છુપાયા પંચવટીમાં;
છુપ્યા પાંચ, તત્વમાં આત્મારામ રે. પ્રેમે. ૪
જીરે મળીયાં, સીતારે શ્રી રામને,
ઓળખ્યા સુરતા, સીતાયે આતમરામ રે. પ્રેમે. ૫
જીરે નૌવધા, ભકિતનારે સંગથી,
વસ્તુ સત્સંગ, હાટેથી જડી રે. પ્રેમે. ૬
જીરે અંતઃકરણથી રે, શોધતાં,
સબઘટમાં, છે શીતા ને રામ રે. પ્રેમે. ૭
જીરે **લક્ષ્મી** રે, દાસની વીનતિ,
ભાવે મળીયા છે, રણછોડરાય રે. પ્રેમે. ૮

---:---

## ભજન ૩૩ મું.

(છોગાળો છોગાળો રણછોડરાય છોગાળોરે.) એ રાગ.

પનીયારી પનીયારી, તું કોન જાત પનીયારી રે. ટેક.
કીનકી બહુ તું કીનકીરે બેટી, કોન પુરૂષ ઘર નારી. તું કોન જાત ૧
રાજા જનકકી મેં હુંરે બેટી, રામચંદ્ર ઘર નારી. તું કોન જાત ૨
શીર પર ઘડા ઘડે પર ગગરી, ચાલ ચલેછે મતવાલી.તું કોન જાત ૩
તેરેકુ ચહિએ રેસમકા શાળુ, ઉપર જરકી કિનારી. તું કોન જાત ૪
**લક્ષ્મી**દાસ કહે રમરણ કરલે,રણછોડ ચરણ બલિહારી.તું કોન જાત ૫

# ભજન ૩૪ મું.

## સંસારનો સાર અને સેવા વિષે.

( એક ભમર કમળમાં રહે છે, તેની વાસના નીસદીનલે છે. )એ રાગ
વેદશાસ્ત્રમાં લખે છે સાર, ભક્તિ કરે તો ઉતરે પાર;
ત્યાં તો વસે છે દેવ મોરાર, પિતા ગુરૂ માતા સેવામાં સાર. ૧
જેના ઘરમાં કુપાત્ર છે નાર, ત્યાં તો વસે છે ક્રોધને કાળ;
તેના દુઃખનો ના રહ્યો પાર, એનો એળે ગયો અવતાર. ૨
જેના ઘરમાં સુપાત્ર છે નાર, ધન લક્ષ્મિનો ત્યાં નહિ પાર;
તેને સુખનો મળ્યો છે સાર, તે તો ઉતરે ભવ જળ પાર. ૩
નરસીંહ મહેતાએ ભાવે બોલાવ્યા, શેઠ શામળસા થઇને આવ્યા;
સાથે લક્ષ્મી શેઠાણીને લાવ્યા, કુંવરબાઈનાં માંમેરાં પુરાવ્યાં. ૪
વહાલો ભકતની વહારે રે ધાયા, બેટા બેટીને પ્રેમે પરણાવ્યા;
માતા પીતા ગુરૂ છે રે દેવા, પુત્ર પુત્રી પ્રેમથી કરી સેવ્યા. ૫
બોડાણાની બોલીચે બંધાયા, દ્વારકાંથી નાસી ડાકોર આવ્યા;
નવસો નવ્વાણું ગોપીએ ગાયા, લક્ષ્મીદાસ ગોવાળીયાને ભાવ્યા. ૬

### દોહરો.

સ્નેહસહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જહાં નીત્ય થાય;
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વને સૂતકી જાણો
જીવતા શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

# મનને પ્રભુ નામ સારૂ બાકી બધુંયે ખારૂ.

## ભજન ૩૫ મું.

( રાગ--ગરબી )

જુવો રણછોડજીએ, ઘેલાં રે કીધા,
એણે મારાં મનડાં, હેરી હેરી લીધાં. જુવો. ૧
રાત દિવસ મને, નિંદ્રાં ના આવે,
કોઈ મારા શ્યામનો, સંદેશો લાવે. જુવો. ૨
વાંણીની વેદના, કોનેરે કહીએ,
રણછોડ વીનારે, ઘડી નવ રહીએ. જુવો. ૩
નથી મને ગમતો, ઘરનોરે ધંધો,
આરે સંસાર છે, માયાનો ફંદો. જુવો ૪
ઓધવજી તમને, એટલું રે કહું છું,
હું તો પેલા સામાં, મંદીરીયામાં રહું છું. જુવો. ૫
મને મલ્યા **ભક્તી**દાસના, રે સ્વામી,
હું તો ઘણી મનમાં, આનંદ પામી. જુવો. ૬

---

# ગોપી ભાવ.

## ભજન ૩૬ મું.

કૃષ્ણ કેમ લાગી વનમાં વાર, મોડા કેમ આવીયા;
સાચુ બોલોને મારા સમ, મોડા કેમ આવીયા. ટેક.

હુતો વાટ, જોઇને ઉભી રહી,
ઉભા રહયા છે, ગોપી ગોવાળ. મોડા. ૧

નંદ બાવાતે, શોધવા નીકળ્યા,
સામા મલીયા છે, બળભદ્ર વીર. મોડા. ૨
હું તો લુણ, લઈ ને ઉભી રહી,
આરતી ઉતારે, જશોદા માત. મોડા ૩
હું તો મધુ રે, વનમાં શોધી રહી,
સામાં ઉભા છે, સુંદર શ્યામ, મોડા ૪
વીશ્નુ હાથ, જોડીને ઉભા રહ્યા,
અમને આઠ, સમાનો છે ભાવ, મોડા ૫
એ તો ગોકુળ, વન ગાયો ચારતો,
**લક્ષ્મીદાસ**. જુવે છે વાટ, મોડા ૬

---

## ભજન ૩૭ મું.

### રાગ—ધોળ.

હું શું જાણું, રણછોડરાય મુજમાં શું દીઠું રે,
વારે વારે, સામું ભાળે મુખ લાગે મીઠું—રે, ટેક.
જળ ભરવા, જાવું ત્યાં પુંઠે પુંઠે આવે રે,
બગર બોલાવે, મારૂં તોબેલડું ચડાવે રે, હું શું જાણું ૧
વહુને તર. છોડું તોએ રીસ ન લાવે રે,
વ્હેલો વ્હેલો, મારે ઘેર બોલાવાને આવે રે, હું શું જાણું ૨
દુર થકી, મને દેખી, દોડી આવે દોટેરે,
પોતાની મા, ળા લઇ, પહેરાવે મારી કોટે રે, હું શું જાણું ૩
મને દેખી, એકલડી, મારે પાયે લાગે રે,
રંક થઇ, કાંઈ કાંઈ, મારી પાસે માગે રે, હું શું જાણું ૪
મને જાતી, જાણુતા, આગે આવી ધુંકે રે,
દયાનો પ્રી, તમ મારો, કેડલો ના મુકે રે, હું શું જાણું ૫

# સુરતા નારી—વ્રજ વાંણી.

## ભજન ૩૮ મું.

મારા વાલારે વૃંદાવન વૃજરાજમાં પ્રેમે પધારજો.
મારા વાલારે, સેવક જનની સારી સાંખ વધારજો.
મારા વાલારે, દીન દાસને દોડી દરસન આપજો,
મારા વાલારે, હળવા મળવા માટે પગલાં માપજો.
મારા વાલારે, ભકત હૃદયમાં ભાવે આવી ભેટજો.
મારા વાલારે, વાટે પડતાં સંકટ સઘળાં વેઠજો,
માદા વાલારે, ધમધમ કરતાં વ્હેલો વેલી જોડજો.
મારા વાલારે, બાળકના બંધનને વેગે છોડજો.
મારા વાલારે, ભુલેચુકે ભવની ભાવટ ભાગજો.
મારા વાલારે, સુતા હોય તો સવેળાથી જાગજો.
મારા વાલારે, **લક્ષ્મીદાસ**ના સામી વ્હારે આવજો
મારા વાલારે, હરી મંડળના દુઃખ સર્વ નીવારજો.



# કાયા વાંસલી—સબ્દ મોરલી



## ભજન ૩૯ મું.

રૂડી ને રંગીલીરે, વહાલા તારી વાંસળીરેજી;
મીઠી ને મધુરીરે, માવા તારી મોરલીરેજી,
એ તો મારે મંદીરીયે સંભળાય—રૂડી ને રંગીલીરે

કાનુડો એ કાળોરે, બાઇચો મારે રૂદીયે વસ્યારેજી;
મુકી દેને, કહાન કુંવર મારા ચીર—રૂડીને રંગીલીરે
સરખીને સાહેલીરે, સાથે પાણી નીસર્યારેજી
બેડલું મેલ્યું, સરોવરીયાની પાળ—રૂડી ને રંગીલીરે
ઉઢણી વળગાડીરે, આંબલીયાની ડાળમાંરેજી;
ઉભી નીરખું; નટવર દીન દયાળ—રૂડી ને રંગીલીરે
હુંતો કાંઇ સુતીરે, બાઇઓ ભર નીંદમાંરેજી;
મોરલી વાગી, ઝબકીને જાગી માઝમરાત-રૂડીને રંગીલીરે
ગુરૂને પ્રતાપેરે, બાઈ **મીરાં** બોલીયાંરેજી.
દેજો અમને સંતો ચરણમાંરે વાસ—રૂડીને રંગીલીરે.

---

## ભજન ૪૦ મું.

મોરલી વારોરે, મોહન મથુરાવારો;
એણે કર્યો, સુરતામાં ઈશારો. મોરલી ટેક.
જળ જુમના જળ, ભરવાને જાતાં;
ઉભોતો. નંદનો લાલો મોરલી વારો રે. ૧
માથે છે મારે, મહીની મટુકી,
તમે કાંકલડી, મત મારો મોરલી વારો રે. ૨
વંદ્રાતે વનમાં, ગઉધન ચરાવતો,
સોળસે ગોપીને, કાન કાળો. મોરલી વારો રે, ૩
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ
ચરણે કમળ, ચીત ચાલો. મોરલી વારો રે. ૪

---

## ભજન ૪૧ મું.

મીરા હો ગઇ દીવાની, મે કયા જાણુંરે
મેતો કયા જાણુંરે, મે તો કયા જાણુંરે, મીરા ટેક.
આપણા મંદીરમાં મીરા, ઘોલકી બજાવે
ઘોલકીના નાદ મેતો, રામને રીઝાવે મીરા ૧
કોરીસી મટકીમાં, ઠંડાસા પાણી
આવો બેસો પીઓ પાણી, અતર જામી મીરા ૨
ફુટ ગઇ મટકીને, નીકલ ગયા પાણી
ઉડ ગયા હંસા રેગઈ, નામકી નીશાની મીરા ૩
બાઈ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ
ચરણ કમળ પર, જાઉ બલીહારી મીરા ૪

### દોહરો.

શ્રમ કરી સઉ વિદ્યા ભણ્યો, મહા પંડિત કહાવ્યો જગતમાં
પણ તેનો સાર સમજ્યો નહિ, ન થયો ભગવંતનો ભકત
ભકિત વીના શ્રમ નહી ફળ સાર, જેમ રાસભ વહે ચંદન ભાર;
જેમ અહિમણિ હુતિ મેળવે અહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ,

---

## ભજન ૪૨ મું.

( રાગ કેદારો )

ભટ પંડિતને વેદીઆરે વઇષ્ણવ, તમે ગર્વના કરશો ઘેલારે
જો સમજો તો સોનારે જેવા, કોઇ આવ્યા હોત બીજી વાટેરે
જો મળ મુત્રના હોત તમારે, તો પવિત્ર કહેત તે માટેરે. ભટ

જેનેરે અડવાથી સ્નાન નીપજે, તેનો આ દેહ બાંધ્યો રે
એક ખાણુને એકરે ઊદર, એક રસ્તે સૌ આવ્યા રે ભટ.
એ જીવ તો હવે કયાં જઇ મલશે, મન ઘણું અકળાયરે
સતસંગત જે જન કરશે, તેની મુકિત થાસે રે. ભટ.
પખાલ કરે કેમ પવિત્ર થાસે, એક મતે શું તાણોરે
નૌધારે ભકિત પ્રેમથી જાણો, સમજીને જગમાં માનોરે ભટ.
પ્રેમ કરો તો પવિત્ર થાસે, આતમ રૂપ ઓળખાશેરે
મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, મન ગોવિંદ ગુણ ગાશેરે. ભટ

---

## દોહરો.

જાતી જુઓ તો ક્ષત્રીની, તેમાં અબળા અધમ અવતાર,
એ વેદાન્તી નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર,
અધિકારવંન એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ;
ગોપીની પદરજ વંદે ઇશ, પ્રેમલક્ષણા તે સહુને શીશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ,

## ભજન ૪૩ મું.

( રાગ—એક તારાના ભજનનો સાર. )

ગુરૂજી મ.રે અગમ, તીરથ પર જાણા હો જી.
સતનામ ચડનેકી સીડી, નહી પોથી નહી પાના. (૨) ગુરૂ.
નેન કમળમાં નીરખી લેના, સુરતં નુરતકી સાના હો જી
આ ઘટમા ઘડીયાળાં વાગે, જુવો પુરૂષ છે કયાંના. (૨) ગુરૂ.
મન મરા નહી માળા ફેરે, નહી ધુપ નહી ધ્યાના હો જી,
એસા હે કોઇ ખેલ અગમકા, ભટકીને ભરમાયા. (૨) ગુરૂ

સાવ સફેતી વસ્ત્ર પહે રે, એસા ઉનકા વાણા હો જી,
**દાસઅરજણ** જીવણકે શરણે, જોગી પુરૂષ છે કયાંના. (૨) ગુરૂ

**દોહરો.**

મહામુંઢમતિ જીવ કળીના, સર્વ શાસ્ત્ર કયાં ખોળે?
માટે સકળ સિદ્ધાંત સાર, તે શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુ મતિ દીધી, નિજ જન જાણીને કરૂણા કીધી;
ભજો **ભકિતપોષણ** ધર્યું ગ્રંથનું નામ, સુણે સરે સર્વનું કામ,
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ,



# હરતા ફરતા શબ્દની માળા ફેરવવા વીસે

**ભજન ૪૪ મું**

રામ શબ્દની માળા જપોતો, કટે જનમ જંજાળા (૨)
સત ગુરૂ રામ શબ્દની માળા હોજી. ટેક.
કર લો કુંચી **જ્ઞાન** કેરી, ખુલે વજર કેરા તાળા હોજી,
એરે તારાં કદી ખુલ્લી જાય તો, ઘટમાં હોવે ઉજીયારાં (૨) સત. ૧
આરે કાયામાં પ્રગટ **ગંગા**, કોણ કરે પથરા પારા, હોજી,
જ્ઞાન ગંગામાં નાવો અખંડા, મત નાવો નદીઓ નાળા (૨) સત. ૨
આરે કાયામાં સાત સમુદર, તેમાં મનને મોટો જાણો હોજી,
આરે સાગરમાં હીરલા માણેક,ખોજે કોઇ ખોજનહારા(૨)સત, ૩
હરી ભજો તો પાપજ નાશે, સત સંગ કરી લે સારા હોજી.
**લાલદાસ** કહે ગુરૂજી ચરણે એક પ્રેમ પંથ નીરાલા (૨) સત, ૪



# રામનામની માળા ઉત્તમ છે,

## ભજન ૪૫ મું.

(રાગ ગરબી)

પહેરી માળા રામ નામની રે, કેમ કાઢી નંખાય (૨)
એ તો છે, વૈકુંઠ ધામની રે. કેમ. ટેક.
એ તો માળામાં, નાણું નથી બેસતાં,
એતો છે, રણછોડરાયની રે. કેમ. ૧
એ તો માળાને, અંતરમાં રાખવી.
નથી એ, કંઇ દોડ ધામની રે, ૨
મનડાની માળા, એ તો અંતરમાં રાખવી,
નથી બહાર, દેખાડવા કામની રે, કેમ. ૩
એતો માળાએ, કંઇ નર તારીયા,
એતો છે, મોક્ષ ધામની રે. કેમ. ૪
માળા દેખીને, જમ કીંકર નાશે,
એતો છે, અંત સમે કામની રે. કેમ. ૫
**લક્ષ્મીરેદાસ** કહે, મગન થઇને,
એ તો છે, અમુલ્ય મુલની રે. કેમ. ૬

---

## સાખી.

સંસારમાં નર નાર છે, કમાર્ય ને લાવે ધન.
ખવડાવે સંત સાધુને, જુઓને મોટું મન.

# વચનની ગાંઠ વીષે

## ભજન ૪૬ મું.

( રાગ ગરબીનો. )

ઉપાડી ગાંઠડી વેઠની રે, કેમ નાખી દેવાય, (૨)
એ છે શામળીયા શેઠની રે, કેમ નાખી દેવાય,
શેઠ છે આપણા દેશના રે, કેમ નાખી દેવાય–ટેક.
ઉની ઉની રેતડીમાં, પગ તપે છે,
લુ વાય છે, જેઠ શાસની રે. કેમ. ૧
કુટુંબ કબીલો ને, કુડી કુડી માયા,
મુકી દે, માથા કુટની રે. કેમ. ૨
અણુવટ બોલવું, ને અણુવટ ચાલવું,
સુરતા લાગી છે, ઠેઠા ઠેઠની રે. કેમ. ૩
બાઈમીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ,
ચરણકમળ, ચીત્ત વેઠની રે. કેમ. ૪

---

# પીન્ડે સો બ્રહ્માન્ડે બ્રહ્માન્ડે સો પીન્ડે.

## ભજન ૪૭ મું

( રાગ નાટકના રાગનો )

હાંરે જુવો ભગક્તિને ભગવાન, એક રૂપ જાણોરે–એકરૂપ જાણો,
હાંરે જુવો નવસો નવાણું નદીયો, હાંરે તેવી નવસો નવાણું નાડીયો;
હાંરે જુવો પ્રાણીને વાણી, એકરૂપ જાણો રે એક રૂપ જાણો.
હારે પાંચ નત્વને સાતસમુદ્ર, હાંરે પાંચ પાંડવને સાત કોઠા;
હાંરે જુઓ ધરતિને કાયા, એક રૂપ જાણો રે એક રૂપ જાણો.

હાંરે જુઓ દરીઓ લાગે ખારો, હાંરે તેવો દીલદરીઓ ભારો;
હાંરે જુઓ અગનીને આકાશ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે દરીઆમાં પાકે મોતી, હાંરે દીલ દરીએ શબ્દ જોતી;
હાંરે જુઓ મોતીને, શબ્દ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે દ્રૌપતી ને આવ્યું ટાણું; હાંરે સુરતાને આવું આણું;
હાંરે દ્રૌપદી અને સુરતા, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે દ્રૌપતીને ભીસ્મપીતા, હાંરે સુરતાએ મન ગુરૂ દીઠા;
હાંરે જુવો મન અને ભીસ્મ, એકરૂપ જાણો રે, એકરૂપ જાણો.
હાંરે અર્જુનને દ્રૌપતી સારાં, હાંરે સુરતાને આત્માવાળા;
હાંરે જુવો અર્જુને આત્મા, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે અર્જુનને આત્માકેવો, હાંરે પવનને પાણી જેવો;
હાંરે જુવો પીંડ અને બ્રહ્માંડ, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે જુવો વડને લાગે ટેટા, હાંરે જુઓ બાપને તેવા બેટા;
હાંરે જુવો ફળ અને ફરજન, એકરૂપ જાણો રે એકરૂપ જાણો.
હાંરે ભકિતથી બ્રહ્મજ્ઞાન થાશે; હાંરે ત્યારે આતમરામ ઓળખાશે;
હાંરે જુઓ ભકિતને મુકિત, એકરૂપ જાણો રે, એકરૂપ જાણો.
હાંરે જુવો અંતર પડદા ખોલી, હાંરે કરો મેઠી મેઠી બોલી;
હાંરે **લક્ષ્મીદાસ** કહે છે એક, પ્રભુને જાણો રે પ્રભુને એક જાણો.

---

## સાખી.

નવ ખંડનો બંગલો, સમજી સુગરો થાય,
બ્રહ્મ જ્ઞાન મળી આવતાં, ભવસાગર તરી જાય.
નામ એક છે આત્મા, મન નગરની માંય.
મોરલી વાગે શબ્દની, વારે રણછોડ ધાય.

## ભજન ૪૮ મું.

( ઓ કાળીયા તારો મલક મારે જોવો છે. ) એ રાગ.

રણુછોડરાય તારો મલક મેં જોયો છે,
રણુછોડરાય કુટુંબ છોડીને જ્યારે ગયો, રણુછોડરાય તારો૦ ટેક
રણુછોડરાય પ્રગટ થયા પૂર્વ તાંહી રે;
રણુછોડરાય ગોમતી દરીયાની માંહી. રણુછોડરાય તારો૦ ૧
રણુછોડરાય ડુબકી મારે તો ભાન થાય છે,
રણુછોડરાય સોનાની દ્વારકાં દેખાઇ, રણુછોડરાય તારો૦ ૨
રણુછોડરાય ઉભા હતા પેલા તમે ત્યાંહી રે,
રણુછોડરાય ગોમતી દ્વારકાની માંહી રણુછોડરાય તારો૦ ૩
રણુછોડરાય ગોમતી નાવાને સૌ જાઈ છે,
રણુછોડરાય સંતો પવિત્ર બહુ થાય રણુછોડરાય તારો૦ ૪
રણુછોડરાય શંખ ચક્રને ગદા પાઈ રે,
રણુછોડરાય પ્રેમની છાપો લેવાઇ, રણુછોડરાય તારો૦ ૫
રણુછોડરાય વસ્યા છે નવ ખંડ માંહી રે,
રણુછોડરાય ડાકોર દ્વારકાં કેવાઈ. રણુછોડરાય તારો૦ ૬
રણુછોડરાય જાત્રાએ સૌ લોક જાઇ છે,
રણુછોટરાય ગોપીયો ત્યાં નાચેને ગાય. રણુછોડરાય તારો૦ ૭
રણુછોડરાય નૌવધા ભકિતને વશ થાઇ છે,
રણુછોડરાય આત્મ જ્ઞાને ઓળખાય. રણુછોડરાય તારો૦ ૮
રણુછોડરાય લાખો ભકત તને ચાહીઈ છે;
રણુછોડરાય જગત બંધીમાં જણાય. રણુછોડરાય તારો૦ ૯

## ભજન ૪૮ નો ભાવાર્થ.

**પ્રશ્ન**—નવખંડ ધરતીમાં, ઉત્તરખંડ પવિત્ર કહેવાય છે, તેમ હરિદ્વારને બદ્રિનારાયણ લોકો, મુક્તિ મેળવવાની આશાએ જાય છે, ને ગંગાજી ન્હાય છે, ને રેલગાડીનાં ભાડાં ભરીને અંતે પાછા ઘેર આવે છે, તોય મુક્તિ મળી નહિ. ને પૈસાની હાની થઈ, મનુષ્યનું મૃત્યુ થાય ત્યારે, તેનું મુસ્તક ઉત્તર તરફ દરેક માણસ રાખે છે, તો હું જીવતાં ઉત્તર ખંડમાં ગયો, છતાં મારી મુક્તિ થઇ નહિ, તો મુવા પછી ઉત્તરમાં સુવાડવાથી મુક્તિ થાય. એ વિષે મારૂં મન માનતું નથી, ને તે વીસે મને શંકા થઇ છે, માટે તેનો સત્ય ખુલાસો કરી, મારા મનને સંતોસ કરવા કૃપા કરશોજી,

**ઉત્તર**—ભાઈ વેદશાસ્રનું લખાણુ તો ખરૂં છે, નવખંડમાં ઉત્તરખંડ પવિત્ર છે. પણ લોકો સમજ્યા વગરના વેદનો ભેદ જાણ્યા વીના, નવખંડ બ્રહ્માડમાં અથડાઇને બાહેર જુવે છે, પણ તેનો અધ્યાત્મ ખુલાસો આ પ્રમાણે છે, કે દેહી રૂપી પીંડમાં નવખંડ છે. એટલે નવદ્વાર તેમાં ઉત્તર ખંડ પવિત્ર છે. મુખમાં શબ્દથી ઉત્તર અપાય છે, હરિના ભક્તિભાવ થાય છે. અનેક ભકતોએ મુખ શબ્દમાં હરીને ભાવે ગાયા. ત્યારેજ તેઓની મુક્તિ થઇ, હરિદ્વારમાંજ ભગવાન આવે છે. તે વાત ખરી છે, હરિદ્વાર એટલે મોઢુ ગંગાજી એટલે જ્ઞાન, પ્રાપ્ત થાય તોજ મુખ હરિદ્વાર પવિત્ર થાય છે.તો પ્રભુ ભકતોને સાય કરવા સામા આવે છે ઉત્તર અને હરિદ્વારનો ખરો અર્થ તો આ છે. બાકી તો બદ્રિનારાયણ જાઓ, ગંગાજી ન્હાઓ, પણ મોક્ષ મળતો નથી.

# ભક્તીનો શબ્દ મોરલી.

## ભજન ૪૯ મું.

લક્ષ્મીદાસકી મોરલીને, દીલ હમારા હલા દીયા હય,
આત્મજ્ઞાન હમકુ સુનાકે, મન હમારા ઝુકા દીયા હય,
અધ્યાત્મીક શબ્દો બતાકે, મનકા ખુલાસા કરદીયા,
કર્મ કાંન્ડ તો ભુલ જાતે, ભકિત રસમાં ડુબા દીયા હય.
લક્ષ્મીદાસકી ટેક. ૧

છોડો નહિ અબ મુઝકો, દાસ અપના કીજીએ;
શરણ રખલો આપ પ્યારે, સેવક કો પ્રેમરસ ચખ્યા દીયા હય.
લક્ષ્મીદાસકી. ૨

હમ તમેરા ગુણ ગાતે, પ્રમમેં ફીરતે ફીરે;
કડવાપોળકા ભકત મંડળ, સેવાકા મારગ શીખા દીયા હય.
લક્ષ્મીદાસકી ૩

આવો ભલે જાવો ભલે, અબ મસ્ત પ્રેમી અમ બને,
પ્રેમકા પ્યાલા પીલા કે, મન હમેરા ખુસીકીયા હય.
લક્ષ્મીદાસકી ૪

બુલબુલ બેઠા હે બાગુમે, મનસુરકો પોકારતા,
સુર અપના સોધને મેં, તન અપના સુકા દીયા હય.
લક્ષ્મીદાસકી ૫.

મારગ બતાયા મોક્ષકા, કીઊન મોક્ષકુ પાઇએ,
સેવક મંડળકી આસ ઇટણી, રાધે કોશ્ન કહા રહા હય.
લક્ષ્મીદાસકી ૬



## ભજન ૫૦ મું.

મેં તજી સર્વને પ્યારા. પદ પકડયા નાથ તમારા.
જગ જનની મમતા છોડી, તુમ ચરણે પ્રીતી જોડી;
તોય તમો રહો કેમ ન્યારા. ટેક.
જગ સુખમાં મગનના થાવું, તુંમ સેવા સુખે ચાહું;
પણતે ના મલે તુમ દ્વારા. પદ પકડયા. ૧
પોતાનો પ્યારો જાણી, અંતરમાં પ્રીતી આણી;
વરસાવો અમ રત ધારા. પદ પકડયા. ૨
મેં જગન નથી કર્યા ભારી, રાખી છે આશા તમારી;
જાણો છો વીશ્વ આધારા. પદ પકડયા. ૩
આ વિપત્તી કયાં સુધી રહેશે, લક્ષ્મીદાસ દુઃખ કેમ સેહસે;
અધ થઈ દુઃખના હરનારા. પદ પકડયા. ૪

---

# હરીગુરૂ નામ મોટુ ભજો તો અમર.

## ભજન ૫૧ મું.

ગુણ ગાવા વો તો ગુરૂ રે, ગોવિંદના, બીજું સૌ પર હરવુંરે.
દર્શન કરવા તો ગુરૂ રે દેવના, ગુરૂથી સહુને તરવુંરે, ટેક.
ભજન કરોતો ગુરૂને ભજવા, ગુરૂનો મહિમા મોટો રે;
વેદ પુરાણ ભાગવત વદે. નુગરાને કહે ખોટો રે. ૧
સેવા કરો તો સમરો ગુરૂને, જનમ મરણ દુઃખ ટળશે રે;
જમનું જોર જરી નહીં ચાલે, મન વાંછીત ફળ મલસે રે. ૨
પરમાત્મા તે ગુરૂજીને જાણો, ગુરૂ વચન સહુ માનો રે;
ગુરૂથી મોટો કોઇ મળે નહીં, અમ્મર ગુરૂ એક જાણો રે. ૩
તત્ત્વ છે તે તમને કહું છું, સાંભળજો નરનારી રે,
નીરાતે નામ ગુરૂનું રે લેતાં અંતેરે લેસે ઉગારી રે. ૪

## સાખી.

મુડ મુડાવે હરી મીલે, હરકોઈ લે મુડાઈ
વાર વાર કે મુડન બેટુ વૈકુંઠ જાઈ

**ભાવાર્થ**—નાથ એટલે ગુરૂવાલોકો, કે પોતે નથાયા છે ને બીજાને નાથે છે. અર્થાત બંધનમાં નાખે છે, આથીજ કહે છે કે, હે નાથ તમો કેવી રીતે તરસો, તમો કેવી રીતે મુકત થશો. તમારામાં અત્યંત કુટીલતા ભરેલી છે, કારણ કે તમો જુદી જુદી રીતના ભેખ ધારણ કરો છો, જુદા જુદા રંગના વસ્ત્ર ધારણ કરો છો. જુદા જુદા તીલક કરો છો, વિભુતી ચોળો છો. કોઇ તો નાગા ફરો છો, કોઇ નીર્બ્યાની બનો છો. પ્રમાત્મા એક છે, ભક્તિ પણ એક છે, તો પછી જુદા જુદા ભેખ લેવાનું કારણ શું, એમ દેવના બાને સ્વારથી અસત્યને મુકતી કયાંથી મળે.

## સાખી.

કૈસી તેરી સેવા પુજા, કૈસો તેરો ધ્યાન
ઉપર ઉજલ દેખો, પણ ભીતર તો બગ સમાન

**ભાવાર્થ**—બગ અનુમાન, જેમ બગલો માછલા પકડવાને, માટે ધ્યાન ધરીને બેસે છે, તેની આંખો બંધ હોય છે, અને સરૂપ પણ સફેત હોય છે, તેવી રીતે હે—ગુરૂવાલોકો એવા હેતુથી જ્ઞાન. ધ્યાન અને પુજા કરો છો કે સંસારીક મનુષ્યો અમારી પાસે આવે, અમને દ્રવ્ય આપે અને અમારા શીષ્ય થાઈ, અને છેવટે અમારૂ મહાતમ વધે. આવા આવા વીચારો જ્યાંસુધી, અંતઃકરણમાં ઘર કરી રહ્યા છે, તો પછી મુકતીની આશા કયાંથી મળે, આપ લોભમાં

ડુબેને બીજાને પણ ડુબાવો, આત્મ જ્ઞાન મેળવો તોજ મુકતી સાધન છે.

ખરી રીતે આત્મારામને ઓળખી, પ્રેમ ભાવે હરીનું ભજન કરવું, એજ આ કલીયુગમાં, કેવળ શ્રેષ્ટ સાધન છે. અને એમ પ્રેમ ભાવે ભગટી થાય તોજ, મોક્ષ પમાય છે અનેક ભગતોના કારજ, કર્યાને હજુ પણ કરશે, વીસવાસ પુરણ જોઇએ. ( શ્રી રણછોડ રાયની જે )

## સાખી,

સંત એસા ચાહીયે, ભકિતમાં લવલીન
ખાવે ગાવે હરીકીરતન, મોહ માયા સે રહે ભીન

## ભજન પર મું.

વેરાગી વેરાગી, જગતમાં વેરાગી રે, ધન માયાયે કર્યાં બેરાગી ટેક.

છાપાં તીલકને, ડોકમાં રે માળા,
તન મન ધન, રહ્યું માગી. જગતમાં. ૧
સૌને કહે મોહ, માયાને ત્યાગો,
પોતે લીધી છે, માયા માગી. જગતમાં, ૨
ઉપદેશ આપે ને, વાડા વધા રે,
ધન માયાની, લહેરો લાગી. જગતમાં. ૩
આપ અવળા ફરેને, બીજાને બોધ દે,
વ્યાજે ભુકીને, થયા રાજી. જગતમાં. ૪
ઘણા ભણ્યા ને, થયા પંડીત ડાહયા,
આશા તૃષ્ણા, ના ત્યાગી. જગતમાં. ૫
દુનીઆ દીવાની, હજુ ના જાગી,
કોઇ સમજુને, શીખામણ લાગી. જગતમાં. ૬

સંસાર સાગર, મહાજળ ભરીયો,
માયા કુટુંબ છોડીને, થયા રાજી. જગતમાં ૭
એક રાગી તો, **મીરાંબાઈ** જાગી,
જેને ગીરધરની, લહેરો લાગી.

---

## સાખી.

લુટાયા જગમાં ઘણા, સમજે હરિગુણ ગાય.
નીરાંતે લાખો ભકત, રણછોડરાયને સ્હાય
સન્યાસ માયા ત્યાગ હે, એક પેટ પાત્ર હેં પાસ.
સૌ ભેખ તો નીરલોભ હે, પન ધનની કરે સૌ આસ.
નુગરાનો સુગરો થવા, સંતોને શરણે જાય;
કંઠી બાંધે કાન કુંકતા. પૈસા લુટી ખાય
ભેદુ વીના હરી ન મીલે. કરે.ને કોટી ઉપાય.
**લક્ષ્મીદાસ** કહે ભુદરો. પ્રેમ ભકતીને સવ થાય.

---

## ભજન પ૩ મું.

(રાગ કેદારો)

તું મારે ચાંદલીયેરે ચોટયો, સારા મુરતમાં શામળીયો રે;
ક્ષણું એક વ્હાલા, અલગા ન થાઓ,
પ્રાણજીવન વર, પાતળીઓ રે. ટેક.
ખડકીએ જોઉં ત્યારે, અડકીને ઉભો,
બારીએ જોઉં, ત્યારે બેઠો રે,
શેરીએ જોઉ ત્યારે, સનમુખ આવે,
વાલો અમૃતથી, અતી મીઠો રે. તું મારે. ૧

જમતાં રે જોઉ ત્યારે, જોડેરે બેઠો,
સુતો રે જોઉ ત્યારે, સેજડલીએ રે;
વૃન્દ્રા તે વનને. મારગ જાતાં,
આવીને વળગ્યો, બેલડીએ રે. તું મારે. ૨
પ્રીત કરે તેની, કેડ ન મેલે.
રસ આપે, અતિ રસિયો રે;
**નરસૈયાનો**, સ્વામી ભલે મળીયો.
મારા હૃદય, કમળમાં વસીયો રે. તું મારે. ૩

---

## ભજન ૫૪ મું. થાળ.

લટકાળા મંદીરીએ આય, લટકે મોહિ રહી છું
છોગાળા મંદીરીએ આય, છોગલે મોહિ રહી છું.
ભાત ભાતના વાલા પકવાન પીરસાવું, જમવા પધારો દીનાનાથ,
ગાવલડી દોહી રહી છું. લટકાળા. ૧
જળ જમુના કેરી ઝારી મંગાવું, આચમન કરોને દીનાનાથ.
મુખડે મોહી રહી છું. લટકાળા. ૨
લવીંગ સોપારીને પાનનાં રે બીડલાં, મુખવાસ કરોને દીનાનાથ,
બીડલાં વારી રહી છું. લટકાળા. ૩
સાવ સોનાના પાસા ઢળાવું, રમવા પધારો દીનાનાથ,
વાટલડી જોઈ રહી છું. લટકાળા. ૪
ફુલડારે કેરી સેજો બીછાવું, પોઢણુ કરોને દીનાનાથ,
વાવલીયા ઢોળી રહી છું. લટકાળા. ૫
બાઇ **મીરાં** કહે પ્રભુ ગીરધરના ગુણ, તમને ભજીને થઇ ન્યાલ,
ટગમગ જોઇ રહી છુ લટકાળા. ૬

---

## ભજન ૫૫ મું. થાળ.

હો વાલાને માખણ ભાવે, બીજુ કંઈ કામ ન આવે
હો મોહનજીને માખણ ભાવે, બીજુ કંઇ કામ ન આવે-ટેક.
ઘારી આપું ને ઘુઘરા આપું, ઘેબર આપું સહિ
છપ્પન ભોગ ભાવે પીરસું, પણ માખણ જેવું નહિ-વાલા.
મીઠા મીઠા મેવા આપું ને, દુધ જલેબી દહીં
મોહન થાળ ને માલપુડારે, પણ માંખણ જેવું નહિ--વાલા.
શીરો આપું ને શીખંડ આપું, છુટુ ચુરમુ સહિ
ઉપર વાઢીયેઘી પીરસાવું, પણ માંખણ જેવુ નહિ--વાલા.
સોળ વાનીના શાક ધરીને, રાઇતા મુકી રહી
સુંદર સારી ભાજીરે આપું, પણ માંખણ જેવું નહિ--વાલા.
માંખણ માટે ચોર કહેવાયા, ગોપીઓને ઘેર જઈ
બીજું બધુંએ ભલે ધરાવું, પણ માંખણ જેવું નહિ--વાલા.
એક ગોપીએ જમવા તેડયા, બધુ માખણ આપી દઈ
બાકી છે કંઈ કેતાં ભુલ્યા, પણ માંખણ જેવું નહિ--વાલા.
જ્યારે ગોપી માખણ મેલી, હાથ જોડી ઉભી રહી
**દીનાનાથનો** વાલોરે રીજયો, ત્યારે થયો થૈ થૈ--વાલા.

---

# સુરતાની ખુશાલી

## ભજન ૫૬ મું.

આજે સંસાર પાર. ઉતરીયા રે. આનંદભલા.
મારા સજ્યાથી કારજ, સરીયા રે, આનંદભલા.
મારી મતી રણછોડ, સાથે લાગી રે, આનંદભલા.
મેતો લોકોની લજ્યાઓ, ત્યાગી રે, આનંદભલા.

હું તો સુરતા પરણાવી, થઈ રાજી રે, આનંદભલા.
મારે માઠે રણછોડ રહયો, ગાજી રે, આનંદભલા.
મેતો અમર વર ઉર, ધરીયા રે, આનંદભલા.
મદ મોહને રડતા, કરીયા રે, આનંદભલા.
સઉને કહેવું હશે, તેમ કહેશે રે, આનંદભલા.
એતો રોઇ રોઇને સઉ, રહેશે રે, આનંદભલા.
ત્રણ લોકના તીરથ, કરીયા રે, આનંદભલા.
અડસઠ તીરથના ફળ જડીયા રે, આનંદભલા.
મુકતી થઇને **લક્ષ્મીદાસ**, મલીયા રે, આનંદભલા.
તેથી મનના મનોરથ, સરીયા રે, આનંદભલા.



કાચબો, અને કાચબી, હતા હરીના દાસ
દરસન કરવા બહારણે આવ્યા, રાખીને વીસવાસ

**ભાવાર્થ પ્રશ્ન**–ભોજા ભગતે કાચબો અને કાચબીનું ભજન લખ્યું છે, જગતમાં દરેક મનુષ્ય વાંચે છે. ગાય છે. અને તેનો અર્થ એવો કરે છે કે, પાણીમાં કાચબો અને કાચબી રહેતાં હતાં. તેમને પારધીએ પકડી લીધાં; પછી એને કઢામાં નાંખ્યાં, ચારે બાજુથી બળતુ સળગાવ્યું. ત્યારે કાચબીએ ચિન્તા કરવા માંડી, ત્યારે કાચબાએ કહ્યું કે મારી પીઠ પર બેસ, મારો ભગવાન બચાવશે. એટલે ભગવાને કૃપા કરીને વરસાદ મોકલ્યો, અને વરસાદને લીધે આગ ઓલાઈ ગઇ. અને કાચબો તથા કાચબી ચાલ્યાં ગયાં, અને બચી ગયાં તે વિષે મારા મનમાં બહુજ શંકાનાં મોઝાં આવવા લાગ્યાં, કે ભોજા ભગતે જોયા વગર, આ બધું લખ્યું

હશે. તો આમાં મને ઘણો ભેદ દેખાય છે. તો તેનો ખુલાસો કરવા કૃપા કરશોજી.

**ઉત્તર**—ભોજા ભગતનું લખાણુ બરાબર છે, પણ દુનીયાં ગાડરીયા પ્રવાહની માફક સમજ્યા વગર, અવળે રસ્તે ચાલી જાય છે. એ કાંઇ પાણીમાં રહેનાર કાચબો અને કાચબી ભજન કરતાં નથી. પણ આ **દીલ દરીયામાં** એટલે, માતાના ગર્ભવાસમાં. આત્મા કાચબો અને કાયા કાચબી, એબે ગર્ભમાં નવ માસ સુધી રહયાં હતાં, ને કાચબો અને કાચબી બન્ને જણાં. વચન આપી બહાર આવ્યાં કે, અમો તમારી ભકિત કરીશું. અને તમારા વચનને પાળીસું, અને જગતમાં આવ્યા પછી સ્વાર્થ રૂપી પારધીએ, પકડીને માર્યા છે, તે છુટવા પામતાં નથી, તેમ આ સંસાર રૂપી કઢા છે. અને ચિંતા રૂપી આગ ચારે તરફથી ચેતી રહી છે, એ આગ કયારે ઓલવાય કે જ્યારે. ભોજા ભગતને ભગવાને કરૂણા કરી ત્યારે પવિત્ર વાણી રૂપે વરસાદ વરસાવ્યો, ત્યારે આ ભવજળ તરી ગયાંને, પુઃન જન્મવું ને મરવું રહ્યું નહિ. એનો આધ્યાત્મ અર્થ આ છે.

ધના ભગતે ખેતી કરી, વેરૂ વાવી ઘેર આવ્યા
તુમડામાંથી ગઉં પાકયા,ખોબલે ખોબલે ખવડાવ્યા

**ભાવાર્થ** પ્રશ્ન–ધના ભગતે ખેતી ખેડી તે વેરૂ વાવીને ઘેર આવ્યા, અને તુમડામાંથી ઘઉં પડયા આ વાત ખરી હશે કે કેમ, અન્નઆદી ઘઉંનો છોડવો થાય છે, તુમડામાં કાંઇ ઘઉં પાકતા નથી, તે પણ અનાજ દાણા વાવીએ ત્યારેજ થાય છે, તો રેતી વાવે તુમડાં થયા હશે, એ વિષે મારૂં મનમાનતું નથી, માટે તેનો સત્ય ખુલાસો કરવા કૃપા કરશોજી.

**ઉત્તર**—ધના ભગતનું લખવું ખરૂં છે, પણ દુનીયાંનું સમજવું અવળું છે, વેરૂ એટલે વાવવું, બીજ એટલે શબ્દ કાયારૂપી ખેતર માહે, ભગવાનની ખેતી કરવામાં શબ્દરૂપી બીજનું ખાસ વાવેતર થાય છે, તે મુજબ ધના ભગતે પ્રેમ ભાવથી, ભગવાનની ખેતી કરી, શબ્દરૂપી બીજ વાવ્યું ત્યારે તન (કાયા) રૂપી તુમડામાં જ્ઞાનરૂપી, ઘઉં પ્રગટ થયા, તન રૂપી તુમડામાં જ્ઞાનરૂપી ઘઉં પાકયા, તે ધના ભગત આખા જગતમાં જે મળે તેને બધાને ખવડાવવા માંડયા. તો પણ તે જ્ઞાન રૂપી ઘઉં ખુટયા નહિ. પણ વધતાજ ગયા. માટે પ્યાલો પીવો અને બીજાને પાવો, તરવું અને તારવું. જ્ઞાન પ્રાપ્ત કરવું અને કહેવું. એ સંતોનો ધર્મ છે. એ પ્રમાણે ધના ભગતે ભકિત કરી મુકિતનો રસ્તો મેળવ્યો. માટે તમો પણ ધના ભગતના જેવી ખેતી કરશો તો જરૂર તમો પણ તરશો એમાં જરાપણ શંકા નથી, આ અધ્યાત્મ ખુલાશો છે.

મગર અને હાથી લડત જળભીતર, પ્રભુએ આવી છોડવ્યા
હસ્થી તો નાસી ગયો, મન તો મુકતી પાયો

**ભાવાર્થ પ્રશ્ન**- ગજ અને મઘરની લડાઇ દરીયામાં થઈ તે વખતે તે પ્રાણીયોએ ભગવાનને પોકાર કર્યો. તે પોકાર સાભળી ભગવાન તેમને બચાવા આવ્યા, ? માહાજ શ્રી આ આ પ્રશ્નમાં મને ઘણી શંકા થાય છે. તેને લીધે મારૂં અંતર ઘણું મુંઝાય છે, કેમકે જનાવર યોની ભગવાન ને પોકારી શકતી નથી. માટે આં વિષયમાં સત્ય શું છે આપ મને કૃપા કરીને સમજાવો કે તેથી મારી સંકાનું સમાધાન થાય,

ઉત્તર—મહાત્માજી કહે છે કે એનો અર્થ લખાણથી દ્રષ્ટાંત રૂપ છે. પણ એનો અધ્યાત્મ ખુલાસો એ છે કે આ દીલ દરીયાની અંદર મન. અને માયા તે બેની લડાઈ ચાલી રહી છે. મન એ મગર રૂપે છે, અને માયા તે અસ્તી રૂપે છે. મને માયાને પકડી છે. તે કદી છોડતો નથી. તેનામાં છોડવાનો ગતી નથી. પકડવાની ગતિજ છે- માટે તે અજ્ઞાન મન મગરને જ્ઞાનની ગોળીથી મારો, તો તેના પંજામાંથી માયા રૂપ અસ્તી છુટે, પરંતુ જ્ઞાન ક્યારે થાય કે, કોઇ સાચા નિર્લોભી હરિભકત મળેઅને તે પ્રભુનો માર્ગ સાચો બતાવે તો, તેને જ્ઞાન થાય, જ્ઞાનથી અંતર પવીત્ર થઈ,પ્રેમ ભાવથી સાચી ભક્તિ કરે તો સાક્ષાત, પભુ આવાને તેને દર્શન દે,અને મન મગર ને માયા હસ્તી રૂપ, મુખમાંથી છુટી જાય, તોજતે મન નીર્મળ અને પવિત્ર થાય, અને સંસાર ભવ જળ તળી જાય.

—:—

શ્રીમન નારાયણ નારાયણ નારાયણ
હરીનું ભજન કરો તો ભવ પારાયણ



## ત્રીજો ભાગ સમાપ્ત.

જય શ્રી કૃષ્ણ જય શ્રી કૃષ્ણ

**સાખી**—કબીર વેશ અતીતકા, કીર્ત્તિ કરે અપરાધ;
ઉપરથી દીસે સાધુગતી, માહે બડા અસાધ,

**ભાવાર્થ**—પરમારથ કરવો જોઇએ, તેમ પરમારથ કરવા ઘણા મનુષ્યોની ઇચ્છા પણ રહે છે, ને પરમારથ કરે છે. છતાં પણ પરમ સુખ મળતું નથી. તેથી એમ માને છે કે અમે કાંઇક ભુલીએ છીએ એમ માની બીજી અનેક પ્રવૃતિઓ કરવા મંડી જાય છે. એક મુકી બીજુ ને બીજુ મુકી ત્રીજુ આવી રીતે ઉપવાસ, તીર્થ યાત્રાઓનું પર્યટન, સાધુ સંતોનાં દર્શન તથા કીર્તન, મર્યાદા ધર્મ વીગેરે અનેક વ્રતો કરે છે છતાં તેઓનું કાંઇ કલ્યાણ થતું નથી. માટે આત્મજ્ઞાન વીના અંધારૂ છે, તે વીશે **અખા** ભગતે કહેલું ભજન.

ભજન.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ.
કથા સુણી સુણી ફુટયા કાન, તો ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પુજે દેવ.
પાણી દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એતો અખા બહુ ઉત્પાત, ઘણાં પરમેશ્વર એ કયાંની વાત.
જોજો રે મ્હોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાં કોદરા ભળ્યા.
ઘેંસની કદી ન થાય ધાણી, કહે અખો એ વાતો જાણી.
આંધળા સસરાને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ,
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુંવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.
બળદની તે કેમ થાયે ગાય, મુરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, **અખા ત્હેમાં ન લેવા દેવા.**

આ ઉપરથી ભકિત માર્ગજ સીદ્ધ થાય છે, વેદ આદી ગ્રંથોમાં પ્રેમ લક્ષણા ભકતીનેજ શ્રેષ્ટ માની છે. અને કરવાથી મુકિત પ્રાપ્ત થાય છે. અને આત્મા ઓળખાય છે, તો જન્મ મરણ ટળે છે.

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણું નીચે મુજબ.

પટેલ, ત્રીકમલાલ ત્રીભોવનદાસ સુખડીયા, દાળીયાશેરી સુરત.
અને મુંબઇ નંબર ૧૯ ફુલગલી ભુલેશ્વર.

જરીવાળા જમનાદાસ કુબેરદાસ ઠેકાણું—કાલબાદેવી રોડ,
જરીની દુકાન ઉપર-મુંબાઈ.

પંચાળ, ફુલશંકર ઉગરચંદ ઠે. દરીયાપુર, ડબગરવાડે
મુખતમ પોળ ઘર નં. ૧૬૧૪. અમદાવાદ.

પટેલ, છનાભાઈ બોવાભાઈ ઠે. શાહપુર આંબલીવાળી પોળમાં

---